# ત્રિવેદિવાચનમાળા—

## પુસ્તક પાંચમું

લેખકો

**રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,**

બી. એ.,

વાનપ્રસ્થ પ્રિન્સિપલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—**અમદાવાદ**

અને

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,**

એમ. એ., એલ એલ. બી.,

નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર

વડોદરા કૉલેજ—**વડોદરા**

પ્રકાશક

**એમ. સી. કોઠારી,**

કાપડી પોળ, રાવપુરા—**વડોદરા**

પહેલી આવૃત્તિઃ ૧૯૨૨



**મુલ્ય ૦—૯—૬**

# પ્રસ્તાવના

અમારી વાચનમાળાનાં છેલ્લાં ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે છે. એમાં અગાઉની શૈલી ને અગાઉના વર્ગીકરણ પ્રમાણેજ જુદા જુદા વિષયો પર પાઠો છે. તે ઉપરાંત શરીરવિજ્ઞાન ને ખગોળશાસ્ત્રને લગતા પાઠો શિષ્યની ગ્રહણશક્તિને અનુકૂળ રીતે દાખલ કરવામાં આવ્યા છે. ભાષા ક્રમિક રાખી છે.

પાંચમી ચોપડીમાં દાખલ થતાં ઘણાખરા વિદ્યાર્થીઓ અંગ્રેજી કેળવણીને આંગણે આવ્યા હોય છે, તેથી આ પુસ્તકોમાં પાશ્ચાત્ય પ્રજાના જીવન ને ઇતિહાસમાંથી બોધદાયક કેટલાક પાઠો દાખલ કર્યા છે. જેમને અંગ્રેજી કેળવણી લેવી ન હોય ને માત્ર પ્રાથમિક શાળામાંજ કેળવણી સમાપ્ત કરવી હોય તેમણે પોતાની કેળવણીની પરિસમાપ્તિને અર્થે એવું થોડુંક જ્ઞાન મેળવવું આવશ્યક છે.

ઇતિહાસ તેમજ ભૂગોળને લગતા પાઠોમાં એ વિષયનાં પાઠ્ય પુસ્તકોમાંથી વિદ્યાર્થીઓને જે કંઈ જ્ઞાન મળે છે તેવા પાઠો દાખલ કર્યા નથી; કેમકે તેમ કરવાથી માત્ર વિષયની પુનરુક્તિ થાય. વાચનમાળાનો ઉદ્દેશ એ વિષયનું સીધી રીતે જ્ઞાન આપવાનો જોઈએ નહિ એમ અમારૂં માનવું છે. તેથી વિદ્યાર્થીને પાઠ્ય પુસ્તકોમાંથી જે હકીકત મળતી નથી અને જે બોધક હોય છે તેવી હકીકતના કેટલાક પાઠ આપ્યા છે.

આ ત્રણ પુસ્તકોમાં પહેલા પાંચ પાઠોને અન્તે ભાષાના વિકાસ, વ્યુત્પત્તિ, ને વ્યાકરણ, તેમજ પાઠની હકીકતને લગતા ત્રણેક પ્રશ્ન સૂચક તરીકે આપ્યા છે. શિક્ષકો તેવા પ્રશ્નો પૂછશે તો વિદ્યાર્થીને લાભ થશે.

આ ત્રણ પુસ્તકોથી આ વાચનમાળા સમાપ્ત થાય છે, તેથી અમને આનંદ થાય છે. ઘણાં વર્ષ થયાં માત્ર સરકારી સિવાય અન્ય વાચનમાળા અસ્તિત્વમાં નહોતી, તે વાચનમાળા યથાશક્તિ ને યથામતિ પ્રજાસમક્ષ મૂકવા શક્તિમાન્ થયાથી અમે ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ.

સુરત, } કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
૧૬મી ઑક્ટોબર ૧૯૨૨ } અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

# અનુક્રમણિકા

# પુસ્તક પાંચમું

## પાઠ ૧લો

## બુલબુલ



પંખીના કંઠમાં બુલબુલ પંખીનો કંઠ અત્યંત મધુર મનાય છે. પ્રાણિમાત્ર નિદ્રાદેવીને વશ થાય છે ત્યારે બુલબુલ પક્ષી પોતાનું મીઠું ગાયન લલકારે છે; તેથી તે ગાયન ઘણું રમણીય લાગે છે. કોઈક ઝાડીમાંથી તેને પ્રેમગીત કે કરુણગીત ગાતું મનુષ્ય સાંભળે છે ત્યારે તેના હૃદયમાં પ્રેમ કે શોકના સંસ્કાર જાગ્રત્ થાય છે અને રાત્રિનો સમય અને તેની સાથે જોડાએલી શાંતિ તેમાં વૃદ્ધિ કરે છે.

બુલબુલ પક્ષીને પોતાની જન્મભૂમિ માટે ઘણો પ્રેમ છે. જ્યાં તે જન્મ્યું હોય છે ત્યાં તે વર્ષમાં એક વાર પાછું આવે છે, માળો બાંધે છે, અને પોતાની સ્ત્રી પ્રતિ પ્રેમગીત ગાય છે.

ઉનાળો બેસતાં ગુલાબનાં ફૂલની ખુશબો ચારે તરફ પ્રસરી રહેલી હોય છે ત્યારે બુલબુલ પક્ષી અતિમધુર ગીત ગાય છે. જાણે તે ગુલાબ માટે એ ગીતો ગાતું હોય એમ કવિઓ વર્ણવે છે.

બુલબુલ પક્ષી અફગાનિસ્તાનમાં તેમજ ઇરાનમાં અને યુરોપ ખંડમાં માલમ પડે છે. તે રાત્રે ગીત ગાય છે તેથી અંગ્રેજીમાં તેને 'નાઈટિંગેલ'—રાત્રે ગાનારૂં પંખી કહે છે.

તે ઘણુંખરૂં જુદી જુદી જાતના જંતુ ખાઈને જીવે છે. તેને વંદા અને કીડા મારવાનો ઘણો શોખ છે. જેમ ગરમી વધારે પડે છે તેમ કીડા જથાબંધ નીકળી આવે છે અને બુલબુલ પક્ષી તેના પર ધસારો કરી તે બધાનો નાશ કરે છે.

બુલબુલ પંખી કોઈ ઝાડીમાં માળો બાંધે છે અને તે જમીનથી એકાદ ફૂટ ઊંચો હોય છે. સાધારણ રીતે એ માળો પાંદડાં ને ઘાસનો બાંધવામાં આવે છે.

કોયલની પેઠે શિયાળામાં બુલબુલ પક્ષી ગરમ પ્રદેશમાં જાય છે.

એક અંગ્રેજી કવિએ આ પક્ષીના મધુરા પ્રેમગીતનાં ખૂબ વખાણ ગાયાં છે. તે કહે છે, "જ્યારે સર્વત્ર શાંતિ પ્રસરેલી હતી ત્યારે એકલું એજ પક્ષી પોતાનું પ્રેમગીત અતિમધુર

કંઠે ગાતું હતું. ખરેખર એ ગીત એવું તો કર્ણપ્રિય લાગતું હતું કે શાંતિદેવી પણ એ સાંભળી પ્રસન્ન થએલી જણાતી."

બીજા એક કવિએ તેના કરુણ ગીતની એવીજ પ્રશંસા કરી છે. તે કહે છે, "એક વખત મે મહીનામાં સૃષ્ટિસૌંદર્ય સર્વત્ર પ્રકાશી રહ્યું હતું અને પશુપંખી વૃક્ષોની છાયામાં કલ્લોલ કરી રહ્યાં હતાં ત્યારે એકલું બુલબુલ પક્ષી એકાંતમાં પોતાનું કરુણગીત ગાતું હતું, તે સાંભળી મને રોવું આવ્યું. મેં કહ્યું, અરેરે! તારા કરુણ ગાયન પર કોણ લક્ષ આપે છે? બધાં તો પોતપોતાના આનંદસાગરમાં નિમગ્ન થયાં છે. તું અને હું બેજ શોકગ્રસ્ત છીએ. પારકું દુઃખ ગમે તેવું ભારે હોય તોપણ સ્વાર્થમાં ડૂબેલો મનુષ્ય તેને ગણકારતો નથી." વિદ્વાનોએ ખરૂં કહ્યું છે કે મોટું પણ પારકું દુઃખ ઠંડું લાગે છે, તેથી મનુષ્યના મન પર અસર થતી નથી.

## પ્રશ્ન

૧. બુલબુલ પક્ષી શેને માટે વખણાય છે?

૨. 'તે ગાયન ઘણું રમણીય લાગે છે'–એમાં વિધેય શું છે? 'રમણીય' એ કેવું વિશેષણ છે?

૩. 'સૌંદર્ય' એ શબ્દ કયા વિશેષણ પરથી થયો છે? એવા બીજા દાખલા આપો.

# પાઠ ૨જો

## સેવામાં ઈશ્વરના મેવા, ભાગ ૧લો

એક ગ્રામ્ય બાઈને બે પુત્રી હતીઃ સુંદરબાળા અને સુલક્ષણા. મોટી પુત્રી સુંદરબાળા ગૌરવર્ણી ને દેખાવડી હતી. તેનું મુખ ચંદ્રને પણ લજવે એવું શોભિતું હતું. તેના દાંત દાડેમની કળી જેવા હતા. તેની આંખ હરણીની આંખ જેવી ચપળ હતી. આમ સુંદરબાળા ખરેખર સુંદર હતી; પરંતુ તે પોતાના સૌંદર્યને વિષે ગર્વ ધરાવતી અને ચીડકણા સ્વભાવની ને હરામ હાડકાંની હતી. કોઈ પણ જાતનું કામ કરવું તેને ગમતુંજ નહોતું.

નાની પુત્રી સુલક્ષણા ન કદ્રૂપી ન દેખાવડી, ન ગૌર-વર્ણી ન શ્યામવર્ણી, એમ મધ્યમ વર્ગમાં આવે એવી હતી.

સુંદરબાળા એની મા પર પડી હતી, સુલક્ષણા બાપ પર. જાણે વહાલ પણ વહેંચી લીધું હોય એમ સુંદરબાળા માને વહાલી હતી, સુલક્ષણા બાપને. બાપના મુઆ પછી ઘરમાં જાણે કોઈજ સુલક્ષણાનું નહોતું; એટલુંજ નહિ પણ તેની મા તેની તરફ ઘણુંખરૂં ક્રોધાયમાનજ રહેતી. સુખ-સગવડ ને લાડ એટલાં સુંદરબાળાનાં અને અગવડ ને ઘરનાં મહેનતનાં કામ એટલાં સુલક્ષણાનાં. માને હાથે બે પુત્રી વચ્ચે કામની આવી વહેંચણી થતી. રખેને મારી સુંદરી કરમાઈ જશે એજ વિચાર માના મનમાં હમેશ રમ્યા કરતો હતો.

સુંદરબાળા હીંચકે બેસી માની સાથે ગપ્પાં મારે, ત્યારે સુલક્ષણાને હમેશ ગામ બહાર અર્ધો માઇલ દૂર, એકાંતમાં આવેલા એક કુવામાંથી પાણી લાવવાનું. આ પ્રમાણે સવારનો

દૈનિક ક્રમ થઈ રહે એટલે રસોઈ તો સુલક્ષણાનેજ કરવાની. સાસરે જઈશ ત્યારે તારૂં શું થશે? કામ કર, હાડકાં કસવાં જોઈએ, એવો એવો જે જે ઉપદેશ અપાય તે મા સુ-લક્ષણાનેજ આપતી ને સાંજ સુધી મોટે ભાગે કામ તેનીજ પાસે કરાવતી; ન તે પોતે કરતી કે ન તે પોતાની લાડક-વાઈ પુત્રી પાસે કરાવતી.

। નીમ પ્રમાણે એક દહાડો સવારે સુલક્ષણા કુવે પાણી ભરતી હતી. એટલામાં ત્યાં એક ડોસી આવી ચઢી, તેણે તેને કહ્યું, બેન! જરા પાણી પાઈશ? સુલક્ષણા બોલી, ખુશીથી. લો, માજી, પીઓ. ડોસી બોલી, બેન! તારૂં કલ્યાણ થજો. હું તારી સેવાથી પ્રસન્ન થઈ છું. જા, હું તને વરદાન આપું છું કે જ્યારે જ્યારે તું છીંક ખાઈશ ત્યારે ત્યારે તારાં નસકોરાંમાંથી મોતી ખરશે. એમ આશી-ર્વાદ દઈ તે ડોસી અદૃશ્ય થઈ ગઈ.

એ ડોસી વનદેવી હતી. તે સુલક્ષણાની ભલમનસાઈની કસોટી કરવા આવી હતી.

સુલક્ષણાને ઘેર જતાં રોજના કરતાં જરા મોડું થયું. એ બિચારી જેવી બારણામાં પગ મૂકે છે કે એની માએ તપખીર સૂંઘતાં સૂંઘતાં પૂછ્યું, અલિ સુલુ! આજે આટલી મોડી કેમ આવી? એમ કહી તેણે તપખીરની ચીપટી ખંખેરી, તેથી સુલક્ષણાને છીંક આવી ને તેજ ક્ષણે તેના નાકમાંથી પાંચસાત મોતી ખર્યાં. તેની મા તો એ જોઈજ રહી. પછી તેણે તેને પૂછ્યું, આલ સુલુ! આ શું? સુ-લક્ષણાએ કુવા પર બનેલી વાત માને કહી બતાવી.



માએ ધાર્યું, આવું વરદાન તો મારી સુંદરબાળાને છાજે. તે બોલી, બેન સુંદર, તું પણ કુવે જા. ત્યાં જે કોઈ ડોસી આવે તેને પાણી પાજે. તને પણ તે મોતી ખરવાનું વરદાન આપશે.

### પ્રશ્ન

૧. 'જાણે' ને 'રખેને'નું પદચ્છેદ કરો.
૨. 'સગવડ'થી ઉલટો શબ્દ કહો. 'દિન' અને 'દીન' વચ્ચે વ્યાકરણમાં અને અર્થમાં શો ફેર છે?
૩. બેન જરા પાણી પાઈશ?—એમાં 'જરા'નો સંબંધ કોની સાથે છે?

# પાઠ ૩જો

## સેવામાં ઈશ્વરના મેવા, ભાગ રજો

બીજે દિવસે સવાર થઈ એટલે સુંદરબાળાને તેની માએ કુવે જવાનું સંભાર્યું. એટલે ખભા ઊંચા કરી, નસકોરાં ચઢાવી, પ્રથમ તો તેણે કહ્યું, હં ! હું કંઈ જતી નથી; જાય પેલી સુલુ.

માએ કહ્યું, તારે જવુંજ પડશે. બસ, હમણાં ને હમણાં જવું પડશે. જાય છે કે નહિ ?

સુંદરબાળાને લાગ્યું કે આજે પાણી ખેંચ્યા વિના ચાલવાનુંજ નથી. રાવણ જેવું મોટું મોં કરી, ભવાં ચઢાવી, બબડતી બબડતી હાથમાં ઘડો નહિ પણ કળશીઓ, ને દોરડું નહિ પણ દોરી લઈ તે ચાલતી થઈ.

કુવા પર જઈને સુંદરબાળાએ જેવું પાણી કાઢવા માંડયું કે એક ડોસી ત્યાં આવી. તેની જર્જરિત કાયા જોઈને સુંદરબાળાને તેની તરફ તિરસ્કાર છૂટયો. જેવું તેણે પાણી માગ્યું કે તેણે ઉત્તર આપ્યો, લે, પી, ટટાર ઊભી રહે; જોજે મને છાંટો ઉરાડી, મારી નવીનકોર સાડી બગાડતી.

ડોસીએ કહ્યું, બેન ! હું ઘરડી છું એટલે ટટાર તે કયાંથી ઊભી રહી શકું ? જરા નરમાશ તો રાખ.

સુંદરબાળા બોલી, માગીને પીએ છે ને વળી શિખામણ દે છે ? મારી મા પણ મને શિખામણ નથી દેતી, તો તું કોણ ? પાણી પીને તું તારે ચાલતી થા.

ડોસીએ કહ્યું, બેન, તારે નમ્રતા શીખવાની છે. હશે,

હું તને વરદાન આપું છું કે તું છીંક ખાઈશ ત્યારે તારા નાકમાંથી કૌવચ ખરશે.

મા ઘેર વાટ જોઈને બેઠી હતી. જેવી સુંદરબાળા પગ મૂકે છે કે તેને છીંક ખાતી જોવા ખાતર પોતે તપખીરના ગોટેગોટા ઉરાડ્યા. સુંદરબાળાને ઉપરાઉપરિ છીંકો આવી ને ઓરડામાં કૌવચકૌવચ થઈ રહ્યાં. મા તો શરીર ખજવાળી ખજવાળીને થાકી ને ચીઢવાઈ ગઈ. તેને લાગ્યું કે આ અનર્થનું મૂળ સુલુજ હોવી જોઈએ. એમ ધારી તેણે સુલક્ષણાને ઘર બહાર કાઢી મૂકી.

વગડામાં એ બિચારી ડુસકે ડુસકાં ભરીને રડતી હતી. એવામાં ત્યાં શિકાર માટે કોઈ રાજપુત્ર જઈ ચઢ્યો. તેણે તેની બધી વાત જાણી લીધી ને તેને પોતાની સાથે રાજ-મહેલ આણી. જ્યારે તે રાજપુત્રને માલમ પડ્યું કે તે છોકરીને સુંદર વરદાન હતું અને નાનામોટા અનેક પ્રસંગોથી તેને ખાતરી થઈ કે તેનામાં સેવાવૃત્તિરૂપી સદ્દગુણનું સુંદર ભૂષણ હતું, ત્યારે તેને લાગ્યું કે હું એની જોડે લગ્ન કરૂં તો અવશ્ય સુખી થાઉં. પછી પિતાની સંમતિ લઈ તે રાજપુત્રે તેની સાથે લગ્ન કર્યાં.

સુલક્ષણા, જે ખરેખરજ સુલક્ષણા હતી, તે ગઈ એટલે તેની માએ ઘરનું કામ ધીમે ધીમે સુંદરબાળાને માથે નાખવા માંડ્યું. સુંદરબાળાને તેનો કંટાળો હતો. તે તે કરતાં બબડતી ને વાર લગાડતી, એટલુંજ નહિ પણ છીંક ખાતી ત્યારે હમેશ ઘરમાં કૌવચકૌવચ કરી મૂકતી. એક દિવસ તેનાથી અત્યંત કંટાળેલી તેની માએ તેને કાઢી મૂકી. તે વગડામાં ગઈ. ત્યાં તેનું શું થયું તે ઈશ્વર જાણે.

### પ્રશ્ન

૧ 'ખભા ઊંચા કરી, નસકોરાં ચઢાવી'—આ ચેષ્ટા શું બતાવે છે ?
૨ 'માએ કહ્યું, તારે જવુંજ પડશે'—એમાં 'જવું' ને 'જ'નું પદચ્છેદ કરો.
૩ 'સેવામાં ઈશ્વરના મેવા' એ મથાળાનો અર્થ પાઠોમાં આપેલી વાત પરથી સમજાવો.

---

## પાઠ ૪થો

### બભ્રુવાહનનું આખ્યાન

કુરુક્ષેત્રમાં પાંડવો અને કૌરવો વચ્ચે મોટું યુદ્ધ થયું, તે અરાઢ દિવસ ચાલ્યું. છેવટે કૌરવો હણાયા અને યુધિષ્ઠિરને રાજ્ય મળ્યું. ત્યાર પછી યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ કર્યો. એ યજ્ઞમાં અશ્વને પવિત્ર કરી છૂટો મૂકવામાં આવે છે અને તેના રક્ષણ માટે યોદ્ધાઓ નિમાય છે તેઓ તેની પાછળ જાય છે. જે રાજામાં અશ્વને બાંધી તેના રક્ષકો સાથે યુદ્ધ કરવાની શક્તિ હોય છે તે અશ્વ બાંધી યુદ્ધ કરે છે; જેઓ અશ્વ બાંધી શકતા નથી તેઓ શરણે આવે છે.

યુધિષ્ઠિરે છૂટા મૂકેલા યજ્ઞિય અશ્વનું રક્ષણ અર્જુન કરતો હતો. એ અશ્વ ફરતો ફરતો મણિપુર રાજ્યમાં ગયો. ત્યાં ચિત્રાંગદાથી થએલો અર્જુનનો પુત્ર બભ્રુવાહન રાજ્ય કરતો હતો.

પિતાને અશ્વ સાથે આવેલા સાંભળી બભ્રુવાહને સામા જઈ તેને વિનયપુરઃસર નમન કર્યું. પરંતુ અર્જુનને તે

ગમ્યું નહિ. તેણે ક્રોધ કરી કહ્યું, તું ક્ષત્રિયધર્મ ભૂલી જઈ મને શરણે આવે છે એ યુક્ત નથી.

અર્જુનની બીજી પત્ની નાગકન્યા ઉલૂપીને આ વાતની ખબર થવાથી તે ત્યાં આવી. તેણે બભ્રુવાહનને કહ્યું, તારા પિતા કહે છે તે પ્રમાણે ક્ષત્રિયધર્મ વિચારી તારે પિતાની સાથે યુદ્ધ કરી તારી શક્તિ તેમને દર્શાવવી જોઈએ. તારૂં સામર્થ્ય જોઈ તારા પિતા તારા પર પ્રસન્ન થશે.

આ પ્રમાણે ઉલૂપી માતાએ ઉત્તેજિત કરેલો બભ્રવાહન પિતા સાથે લડવા તૈયાર થયો. તેણે યજ્ઞિય અશ્વને બાંધ્યો એટલે અર્જુને પુત્રને લડવા બોલાવ્યો. પિતાપુત્ર વચ્ચે તુમુલ યુદ્ધ થયું.

બભ્રવાહને બાણવૃષ્ટિથી અર્જુનને વીંધ્યો અને મોહ પમાડયો. અર્જુન શુદ્ધિમાં આવ્યો એટલે તેણે પુત્રના શુરાતનનાં વખાણ કર્યાં. તેણે કહ્યું, હે વત્સ! ચિત્રાંગદાના પુત્ર! ધન્ય છે. તારૂં શુરાતન જોઈ હું પ્રસન્ન થયો છું. એમ કહી તેના પર બાણની વૃષ્ટિ વરસાવી, તેના રથની ધ્વજા કાપી નાખી, અને અશ્વોને મારી નાખ્યા.

બભ્રવાહન રથ ઉપરથી ઊતર્યો અને પૃથ્વી પર ઊભો ઊભો લડયો. પુત્રના પરાક્રમથી પ્રસન્ન થઈ અર્જુને તેના પર અત્યંત બળ વાપર્યું નહિ. એટલામાં બભ્રવાહને નાદાનીથી અર્જુનની છાતીમાં બાણ માર્યું, તેથી તે બેભાન થયો.

પિતાને બેશુદ્ધ થએલો જોઈ બભ્રવાહનને મૂર્છા આવી ને તે પૃથ્વી પર પડયો.

સ્વામીને અને પુત્રને રણમાં પડેલા જોઈ ચિત્રાંગદા વિલાપ કરતી કરતી રણક્ષેત્રમાં આવી. તે પણ બેશુદ્ધ થઈ

પૃથ્વી પર પડી. થોડી વારે તે શુદ્ધિમાં આવી એટલે તેણે ઉલૂપીને કહ્યું, ઉલૂપિ, જો, મારા સ્વામી ભૂમિ પર પડ્યા છે. તારી ઉશ્કેરણીથી મારા પુત્રે એમને માર્યા છે.

એટલામાં બભ્રુવાહનને ભાન આવ્યું. તે પણ પિતાને ભૂમિ પર પડેલા જોઈ શોક કરવા લાગ્યો.

આમ બભ્રુવાહને અને ચિત્રાંગદાએ અત્યંત વિલાપ કર્યો. તેમણે ઉપવાસ કરી પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો.



એટલામાં ઉલૂપીને સંજીવન મણિ યાદ આવ્યો. શેષ નાગની પાસે એ મણિ લાવી તેણે બભ્રુવાહનને કહ્યું, પુત્ર!

ઊઠ. આ સંજીવન મણિ હું લાવી છું, તે તું તારા પિતાની છાતી પર મૂક, એટલે એમને ભાન આવશે.

બભ્રવાહને તેમ કર્યું, એટલે અર્જુન બેઠો થયો. બેસતાં વારને તેણે પુત્રને પૂછ્યું, આ બંને સ્ત્રીઓ રણક્ષેત્રમાં કેમ આવી છે? બભ્રવાહને કહ્યું, એ વાત ઉલૂપી કહેશે.

ઉલૂપીએ કહ્યું, હે નાથ! ભીષ્મ પિતામહ જ્યારે શિખંડી સાથે રોકાએલા હતા અને તમારી સાથે લડતા નહોતા, ત્યારે તમે એમને માર્યા, એ મોટું પાપ કર્યું. આથી દેવોએ તમને શાપ દીધો. મને તેની ખબર થતાં મેં પિતાને એ વાત કહી. તેમણે વારંવાર દેવોનું આરાધન કરી તેમને પ્રસન્ન કર્યાં ત્યારે તેમણે કહ્યું, માણપુરનો રાજા, અર્જુનનો પુત્ર અર્જુનને રણમાં મારશે એટલે એ શાપમાંથી મુક્ત થશે. આ કારણથી મેં પુત્રને ઉશ્કેરી પિતા સાથે યુદ્ધ કરાવ્યું.

આ હકીકત સાંભળી અર્જુન પ્રસન્ન થયો. તેણે પુત્રનું પરાક્રમ વખાણી તેને યુધિષ્ઠિરના યજ્ઞમાં આવવાનું નિમંત્રણ કર્યું. તેણે તે સ્વીકાર્યું અને અર્જુન ત્યાંથી, અશ્વ લઈ જાય ત્યાં, આગળ ચાલ્યો.

## પ્રશ્ન

૧. 'જે—તે,' એ કેવાં સર્વનામ છે? શા માટે?

૨. 'નાદાની' એ શબ્દ કયા વિશેષણ પરથી થયો છે? એવા બીજા શબ્દો કહો.

૩. 'બેભાન'માં 'બે'નો શો અર્થ છે? એવા બીજા શબ્દો કહો.

# પાઠ ૫મો

## ધર્મનિષ્ઠ પ્રધાનભાઈઓ, ભાગ ૧લો

કુમારપાળ રાજાના મસીઆઈ ભાઈ અર્ણોરાજે તેની સેવા બજાવી હતી તેના બદલામાં તેને કુમારપાળે અણહિલવાડની પાસે આવેલું વાઘેલ ગામ ભેટ આપ્યું હતું, તે ગામના નામ પરથી વાઘેલ કે વાઘેલા રજપૂતો કહેવાય છે.

અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ વાઘેલ વંશનો પહેલો રાજા હતો. એના ને એના પુત્ર વીરધવળના, વસ્તુપાળ ને તેજપાળ, એ બંને ભાઈઓ પ્રધાન હતા.

સોમેશ્વર નામે કવિ લવણપ્રસાદનો સલાહકાર હતો. એણે 'कीर्तिकौमुदी' અને 'वस्तुपालचरित' નામના ગ્રંથો રચ્યા છે, તેમાં તે સમયનો ઇતિહાસ અને વસ્તુપાળનું ચરિત, એ બેનું બહુ સારૂં વર્ણન કર્યું છે.

વસ્તુપાળના સમયમાં ન્યાયી અને ડહાપણભરેલા કારભારને લીધે લોકો પોતપોતાના ધંધા શાંતિ ને નિર્ભયતાથી કરી શકતા હતા. સરળ ને સદાચારી લોકો સુખી હતા. દુરાચારી લોકો દુષ્ટ કામ કરી શકતા નહોતા તેમજ લુચ્ચાઈથી દ્રવ્ય મેળવી શકતા નહોતા. વસ્તુપાળે ચાંચીઆ લોકોનો ધંધો અટકાવ્યો, બાગો બનાવ્યા, માર્ગમાં ઠેકાણે ઠેકાણે વૃક્ષો રોપ્યાં, અને કુવાઓ ખોદાવી લોકોને પાણીનું સુખ કર્યું. તે હિંદુઓ અને જૈનો તરફ સમદૃષ્ટિથી વર્તતો હતો.

વસ્તુપાળ બુદ્ધિશાળી હતો અને તેજપાળ પરાક્રમી હતો. ઘુઘુલ નામે ગોધરાનો નાયક તેના મુલકમાં થઈને જતા કાફલાઓને લૂટતો હતો. વીરધવળે તેને શિક્ષા કરવા-

ની ધમકી આપી ત્યારે તેણે તેને સ્ત્રીનો પોશાક અને ચાંલ્લો કરવાની દાબડી મોકલી તેનું અપમાન કર્યું. આ અપમાનનું વેર વાળવા વીરધવળે તેજપાળને હુકમ કર્યો. તેણે બહુ શુરાતન બતાવી ઘુઘ્ઘુલને કેદ પકડ્યો. મારો મોકલેલો સ્ત્રીનો પોશાક મને પહેરાવશે એવી બીકથી તેણે જીભ કરડી આપઘાત કર્યો.

'वस्तुपालचरित'માં વસ્તુપાળની બુદ્ધિના બે સારા દાખલા વર્ણવેલા છે. દિલ્હીના સુલતાન મુહંમદ ઘોરીએ ગુજરાત પર ચઢાઈ કરી ત્યારે આબુના હાકેમને વસ્તુપાળે એવો હુકમ કર્યો હતો કે મુસલમાનની ફોજને દક્ષિણ તરફ જવા દેવી અને તે પસાર થાય કે તરતજ સાંકડી નેળનું મુખ રોકી રાખવું કે તેનાથી પાછા ફરાય નહિ. આથી ઘણા મુસલમાનો નાશ પામ્યા અને તેમનાં શબોનાં ગાડાં વીરધવળને ધોળકે મોકલવામાં આવ્યાં.

બીજે પ્રસંગે વસ્તુપાળે યુક્તિ રચી અને બાદશાહના મનમાં વીરધવળ વિષે સારો વિચાર ઉત્પન્ન કર્યો, તેથી ઉપલા બનાવને માટે વેર લેવાનો વિચાર તેને તજી દેવો પડ્યો. સુલતાનની મા ખંભાતથી હજ્જ કરવા જતી હતી ત્યારે વસ્તુપાળે તેનાં વહાણ ચાંચીઆઓ પાસે લુટાવ્યાં અને વહાણના કપ્તાને ફરિયાદ કરી એટલે તેણે ચાંચીઆ લોકોને શિક્ષા કરી લૂટેલો માલ પાછો અપાવ્યો. આથી સુલતાનની માતા એટલી બધી રાજી થઈ કે બાદશાહે વસ્તુપાળને દિલ્હી બોલાવ્યો અને વીરધવળ અને બાદશાહની વચ્ચે સંધિનો કરાર થયો.

### પ્રશ્ન

૧. 'સોમેશ્વર નામે કવિ°'—'નામે' કઈ વિભક્તિમાં છે ? કયા અર્થમાં ?
૨. 'પોતપોતાના' 'ઠેકાણે ઠેકાણે'—દ્વિર્વચનથી-શબ્દ બે વાર કહેવાથી તેમાં શો અર્થ આવે છે ?
૩. 'વેર લેવાનો વિચાર તેને તજી દેવો પડચો'—'પડચો'-નો કર્તા દર્શાવો. કઈ કઈ જાતના શબ્દો કર્તા ને કર્મ થઈ શકે છે ? દાખલા આપો.

---

## પાઠ ૬ટ્ઠો

### ધર્મનિષ્ઠ પ્રધાનભાઈઓ, ભાગ ૨જો

વસ્તુપાળે અને તેજપાળે પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું હતું. ખંભાતમાં એક મુસલમાન વેપારીને લૂટી લેવામાં આવ્યો હતો. એની પાસે અઢળક દ્રવ્ય હતું. એ બધું વીરધવળે પોતે રાખ્યું અને તેની ધૂળ વસ્તુપાળને આપી. આ રજ સોનારૂપાની હતી. વળી વીરધવળના સોનારૂપાના ખજાનાને આગ લાગવાથી તેની ઘણી રજ થઈ, તે પણ વસ્તુ-પાળના હાથમાં આવી. પછી બંને ભાઈઓ આ દ્રવ્ય કાઠીઆવાડમાં એક સ્થળે દાટવા ગયા. એ સ્થળેથી પણ તેમને પુષ્કળ દ્રવ્ય હાથ લાગ્યું.

આ પ્રમાણે બંને ભાઈઓ પાસે ખૂબ દ્રવ્ય એકઠું થયું. પરંતુ તેથી તેમને સુખ મળ્યું નહિ. તેમના મગજ પર પુષ્કળ ભાર રહેવા લાગ્યો અને તેમની સુખશાંતિ જતી

રહી. તેઓ અશાંતિમાં દિવસ ગુજારવા લાગ્યા. તેમને ભોજન-માંથી પણ સ્વાદ જતો રહેલો હોય એમ ભાસ્યું. સ્વામીને આવી ચિંતામાં જોઈ તેમની પત્નીઓ દુઃખિત થઈ. તેજપાળની સ્ત્રી અનુપમાએ તેમને એવી સલાહ આપી કે તમે એ દ્રવ્યનો ઉપયોગ ટેકરી પર દેવળ બાંધવામાં કરો. ધર્મના તે કામથી બધા લોકોને આનંદ મળશે. આ સલાહને



દેલવાડાનું જૈન મંદિર

વસ્તુપાળની સ્રી લલિતાદેવીએ અનુમોદન આપ્યું અને બંને ભાઈઓને એ સલાહ રુચી. આ ઉપરથી આબુ, ગિરનાર, ને શત્રુંજય પર્વતો પર જૈન મંદિરો બાંધવામાં આ દ્રવ્ય વપરાયું.

એ મંદિરોમાં તેવીસમા તીર્થંકર નેમિનાથની મૂર્તિ મૂકવામાં આવી છે. આબુ પર્વત પર દેલવાડામાં બાંધેલું જૈન મંદિર તેની ઉત્તમ કોતરણી અને બાંધકામ માટે સુપ્રસિદ્ધ છે. હિંદુસ્તાનનાં બીજાં બધાં જૈન મંદિરો કરતાં તેની કારીગરી ને નકશી ચઢિયાતી છે.

બંને પ્રધાનભાઈઓએ દ્રવ્યનો સારો ઉપયોગ કરી પોતાની કીર્તિ અમર કરી છે. તેઓ જૈન હતા, તોપણ તેમણે હિંદુધર્મને અને જૈનધર્મને સરખું ઉત્તેજન આપ્યું હતું. હિંદુઓનાં ને જૈનોનાં મંદિરો બાંધવામાં ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ, વાવ, તળાવ, અને કુવાઓ બાંધવાના ધર્માદા કાર્યમાં તેમણે પુષ્કળ દ્રવ્ય વાપર્યું છે. તેઓ વિદ્વાનોની સારી કદર કરતા હતા.

ઈશ્વરે જેમને સંપત્તિ બક્ષી છે તેમણે તેનો સદુપયોગ કરવો, એ તેમનો ધર્મ છે. દ્રવ્યથી ઉન્મત્ત બની મોજ-શોખમાં ગુલતાન થઈ સ્વાર્થ સાધવામાં મચ્યા રહેવું એ દ્રવ્ય વાપરવાનો એક માર્ગ છે અને લોકોપયોગી અને પરોપકારી કાર્ય કરવાં, એ અન્ય માર્ગ છે. કયો માર્ગ સારો છે એ વગર કહ્યે સ્પષ્ટ છે.

---

# पाठ ७मो

## वहेम

### मनहर छंद

भूपना भवनमां सुतो गमार गामडियो,
घडीआळ घोष सुणी भडकीने भागे छे;
बूम सुणी बहु लोके कारण पुछ्युं तो कहे,
छे तो घर ठीक पण बीक बहु लागे छे;
नक्की भूत थाय मरी जाय जे नवा घरमां,
आ घरमां भाई भारे भूतावळ जागे छे;
रात अरधीक ज्यारे जाय, दलपत्तराम,
घणणण घणणण घंटडीओ वागे छे. १

### दोहरा

एक धुणे अवधूत थई, जेवो जमनो दूत;
छे तो तूते तूत पण, भासे साचुं भूत. २
आगगाडि ने तारनो, खरेखरो छे खेल;
एथी कशो अधिक नथी, बीजो खेल बनेल. ३
जाणो ते पण जुक्ति छे, मंत्र नहि पण जंत्र;
तेथी बीजा तुच्छ छे, जादु तमासा तंत्र. ४
ते रीते रचनार पण, माणस अवश्यमेव;
दूत नहीं ते देवना, नहि दुनियाना देव. ५

### इंद्रविजय छंद

मारणमंत्र खचीत क्षमा, मनमोहन मंत्र रुडी चतुराई;
स्तंभनमंत्र सदा सनमान, प्रकर्षणमंत्र स्नेह सचाई. ६

एम उद्योगिपणुंज उचाटन, वाणि भली वशकारक भाई;
अन्न सजीवन औषधि छे, दलपत्त कहे जळमां अमृताई.

दलपतराम

---

## પાઠ ૮મો

### કબૂતર



કબૂતર તો તમે બધાંએ દીઠાં હશે. કબૂતરખાનામાં દયાળુ લોકો દાણા નાખે છે, ત્યારે ત્યાં કબૂતરનાં ટોળેટોળાં તે ખાવાને માટે આવે છે.

કબૂતર જુદા જુદા રંગનાં હોય છે. કેટલાંક ભુરાશ પડતા કાળા રંગનાં, ને કેટલાંક મિશ્ર રંગનાં હોય છે.

કબૂતરનું શરીર લાંબું, માથું ગોળ, ચાંચનો ઉપલો ભાગ કમાનાકાર થઈ અણીઆળો, પગ ટૂંકા, ને નખ જબરા હોય છે. એ નખ તે જમીન ખોતરવામાં કામે લગાડે છે.

કબૂતરની પાંખ લાંબી, મજબૂત, ને અણીઆળી હોય છે. તે મરઘીની પેઠે ખોરાક શોધવા નીકળે છે. તેની ઊડવાની શક્તિ જબરી હોય છે. તે જ્યાં જાય છે ત્યાંથી પોતાને રહેવાને ઠેકાણે પાછું ફરે છે. પાછું ફરતાં તે ટૂંકામાં ટૂંકો માર્ગ લે છે ને કલાકના ૬૦ માઇલને વેગે ઊડે છે. આ પ્રમાણે તે ઘણે દૂર ને જલદી ઊડી શકે છે.

કબૂતરનાં નરમાદા સાથે રહે છે; પરંતુ ઘણી વાર તેઓ મોટી સંખ્યામાં સાથે ઊડે છે. તેઓ ઝાડ પર નિવાસ કરે છે ને ત્યાં માળા બાંધે છે. કેટલાંક કબૂતર ખડકોની બખોલોમાં માળા બાંધે છે. નર ને માદા બંને એક પછી એક ઈંડાં સેવે છે. તેમાંથી એકી વખતે બે બચ્ચાં નીકળે છે.

બચ્ચાં પોતાનો ખોરાક મેળવી શકતાં નથી. તેમનાં માબાપ તેમને માટે અનાજમાંથી દૂધ જેવો પ્રવાહી પદાર્થ લઈ આવે છે અને તેમનાં મોંમાં મૂકે છે.

પાળેલાં કબૂતરને રહેવા માટે વાંસ ઊભા કરવામાં આવે છે, તેની ટોચ પર તેઓ પોતાનો નિવાસ કરે છે; અથવા તારના સળીઆની જાળી બનાવે છે, તેમાં તેઓ રહે છે.

કબૂતર બધી જાતનાં અનાજ ને ફળ ખાય છે. વળી તે ગોકળગાય ને કીડાઓનું ભક્ષણ કરે છે.

કબૂતર બીજાં પક્ષીની પેઠે પાણી પીતું નથી; તે પશુની પેઠે પાણી પીએ છે. તે પાણીનો ઘુંટડો ભરી માથું ઊંચું કરી, પાણી ઉતારતું નથી; પણ પોતાની ચાંચને પાણીમાં

ડુબાવે છે અને જેટલું જોઈએ તેટલું પાણી એકી વખત પીએ છે.

કેટલાંક કબૂતર ઘણાં ચતુર હોય છે. તેઓ ઘણે દૂર જઈ શકે છે અને સંદેશો લઈ જાય છે. એ સંદેશાનો પત્ર તેમના પગને ઉપલે ભાગે બાંધવામાં આવે છે.

મનુષ્ય પોતાના સુખને સારૂ પ્રાણીઓને બંધનમાં રાખે છે ને તેમને સ્વચ્છંદે વિહરતાં અટકાવી તેમના પર જુલમ કરે છે. એવા અર્થનાં 'કલાપી'નાં કબૂતર વિષેનાં બે પદ્યો નીચે આપ્યાં છેઃ—

### શિખરિણી

" તને બંધે નાંખ્યું ! દિલ મતલબી કાં મુજ થયું !
અરે તોએ તારૂં મુજ પર હતું વ્હાલ અધિકું.
અહો ! તારૂં હૈયું પ્રણયરસભીનું પરગજુ,
દુખી હું હોઉં તો મન રિઝવવા નૃત્ય કરતું.
તને કેદી કીધું, હૃદય મમ પ્રેમે ન સળગ્યું !
હતું સ્વચ્છંદી તું, પરવશ કર્યું મેં અહ પ્રભુ !
મનુષ્યો સંહારી સુખદ રતિબંધો કુદરતી,
અરે ! ભોળાં પ્રાણી ઉપર ચલવે રાજ્ય જુલમી. "

---

## પાઠ ૯મો

### અસત્યનું સત્ય, ભાગ ૧લો

એક ગામમાં મૂળશંકર નામે બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્ની ગાયન ને વાદનમાં પ્રવીણ હતી. એક દિવસ સંધ્યાકાળે તે બે આનંદમાં ખુલ્લે બારણે બેઠાં હતાં. રસ્તે જતો એક, હરગોવન નામનો માણસ તેના ગાયનથી એટલો

બધો ખુશ થયો કે ઘરમાં બેસી તે સાંભળવાની તેણે પતિપત્નીની પરવાનગી માગી. ગાયનના આનંદમાં સહુ મશગૂલ હતાં તે વખતે ગાયનથી આકર્ષાઈ ઓરડામાં એક સર્પ હરગોવનના પગ આગળ લપાઈને બેઠો હતો. અજાણતાં તેના પર હરગોવનનો પગ પડયો. તેજ ક્ષણે તે તેને ડસ્યો ને તે ઝેરી હોવાથી જોતજોતામાં હરગોવન મૃત્યુવશ થયો.

આ બનાવથી પતિપત્ની ખૂબ ગભરાયાં. તેમને ફીકર થઈ કે પોલીસને ખબર પડશે તો તે આપણને હેરાન કરશે. હવે શું કરવું એમ વિચાર થતાં પત્નીએ પતિને એક યુક્તિ સુઝાડી, તે મુજબ કરવું તેને ઠીક લાગ્યું.

મૂળશંકરે શું કર્યું? તેણે ને તેની પત્નીએ, બેએ મળીને શબને ઘર બહાર ખેંચ્યું. ખેંચતાં ખેંચતાં તેઓ બે તેને પાસેની શેરીમાં રહેતા એક દાક્તર, ડૉ. મોઝીઝને ત્યાં લઈ ગયા. રાત પડી ગઈ હતી ને અંધારૂં ઘોર હતું. દાકતર સાહેબ ત્રીજે માળે રહેતા હતા. વચલે માળે ને નીચે અંધારૂં હતું. ઉપર જવા માટે રસ્તાથી ઠેઠ સુંસરા બે દાદર હતા. બેત્રણ વાર દાક્તર સાહેબને બૂમ પાડવામાં આવી એટલે એક નોકરડી ઉપરથી નીચે આવી. મૂળશંકરે તેના હાથમાં બે રૂપીઆ મૂકયા ને કહ્યું, બાઈ, એક દર્દીને આણ્યો છે, દાકતર સાહેબને જલદી બોલાવ.

ડૉ. મોઝીઝ પૈસાના ઘેલા હતા. બાઈએ ઉપર જઈ રૂપીઆ હાથમાં ખખડાવી હકીકત જણાવી. રૂપીઆ બે તરત હાથમાં આવ્યા જાણી દાક્તર હર્ષના આવેશમાં એકદમ ઊઠ્યા. બાઈને તેણે કહ્યું, મારી પાછળ દીવો જલદી લાવ. દોડતે પગલે તેઓ નીચે ગયા.

બાઈ દાક્તરને ખબર આપવા ગઈ તેજ વખતે મૂળશંકર ને એની પત્નીએ પેલા શબને એક દાદર ચઢાવી તેને મોખરે પહેલે માળે ગોઠવી દીધું ને બંને પલાયમાન થઈ ગયાં.

ડૉ. મોઝીઝ્ નાસાનાસથી નીચે ઊતરતા હતા, તે અંધારામાં પહેલા દાદર આગળ જેવા આવ્યા કે જોસથી તેમની ઠેસ શબને વાગી ને શબ તે દાદરેથી નીચે પડ્યું. 'બત્તી, બત્તી', એમ દાક્તરે બૂમાબૂમ કરી મૂકી. બાઈએ બત્તી આણી ને દાક્તરે જોયું તો તેણે એક માણસને મરી ગએલો જોયો. તેને ઘણીજ દિલગીરી થઈ. તે બોલ્યો, અરર ! મારા કયાં ભોગ લાગ્યા કે હું બત્તી વિના ઊતર્યો. ઉતાવળથી ચાલતાં, અંધારામાં મેં દર્દીને પાડી નાખ્યો ! જેની મારે દવા કરવાની હતી તેનો મેં જીવ લીધો ! કેવો બનાવ !

રખેને કોઈ જોશે ને આ માણસને મેં મારી નાખ્યો છે તે વાત જાણશે, એમ ધારી ડૉ. મોઝીઝ શબને ઘરમાં લઈ ગયા. તેની બૈરી તે જોઈને આભી બની ગઈ. તેણે કહ્યું, અરે ! તમે આ માણસનો કેમ જીવ લીધો ! દાકતરે કહ્યું, અત્યારે એ વાત કરવાનો સમય નથી. ગમે તેમ કરીને આ શબને અહિંથી દૂર કરવું જોઈએ. તેનો રસ્તો સૂઝે તો ઠીક. પત્નીએ કહ્યું, એમાં ગભરાટ પામવા જેવું કંઈજ નથી. ચાલો, આપણે એને ધીમેથી ઉપાડી આપણા ઘરની અગાશીને ખૂણેથી જોડેના મકાનની અગાશીમાં ગોઠવી દઈએ.

શબને ચાચવીને જોડેના ઘરની અગાશીમાં ઊભું ગોઠવી દાકતર ને તેની પત્ની છાનામાનાં પોતાના ઘરમાં ભરાઈ ગયાં.

જોડેના મકાનમાં ભોળાભા નામનો ગરાશીઓ રહેતો

હતો. રાત્રે તે એક લગ્નની મિજલસમાંથી પાછો ફર્યો ને તાપને લીધે અગાશીમાં ગયો. ઓરડાના દીવાનો ઝાંખો પ્રકાશ ત્યાં પડતો હતો. તેણે જોયું તો અગાશીમાં તેને માણસ લાગ્યો. તેને અચંબો થયો. તેણે ધાર્યું કે નક્કી કોઈ ચોર હોવો જોઈએ. પણ તે કંઈ નામરદ નહોતો. હિંમત રાખી તે પાછો ઓરડામાં ગયો.

---

# પાઠ ૧૦મો

## અસત્યનું સત્ય, ભાગ ૨જો

ઓરડામાંથી ભોળાભાએ એક કડિયાળી ડાંગ આણી. અગાશીમાં પાછા આવી તેણે તે ડાંગ તરત પેલા માણસને મારી.

એકજ ડાંગ પડતાં તે માણસ પડી ગયો. બેત્રણ મિનિટમાં તેને માલમ પડ્યું કે તે માણસ હાલતોચાલતો નથી. તેણે નિસાસો નાખ્યો, શિવ! શિવ! મેં શું કર્યું? આટલા બધા જોરથી ડાંગ મારી મેં ચોરનો જીવ લીધો! મેં બહુ આવેશ દર્શાવ્યો! મેં ખૂન કર્યું! હવે હું ગુનેગાર ઠરવાનો. લાવ, બચવાનો માર્ગ શોધું.

એમ કહી ભોળાભાએ શબને ઉપાડ્યું ને પોતાની શેરીને નાકે એક દુકાનનાં પાટીઆં સાથે સાચવીને ઊભું ગોઠવી પોતે ઘરમાં ભરાઈ ગયો.

મધ્ય રાત્રિનો સમય હતો. વ્યસની ને દુરાચારી પુરુષો તે સમયે ભટકતા હોય છે. એવો એક ભગા નામનો કોળી દારૂની ઘેનમાં લથડીઆં ખાતો તે સ્થળેથી ઘેર જતો હતો.



ચાલતાં ચાલતાં તેને લથડીઉં આવ્યું તેથી તે પેલા શખ

પર અથડાયો ને શબ ખસીને તેની પીઠ પર પડ્યું. તેજ ક્ષણે ભગો ચમક્યો. તેને લાગ્યું કે નક્કી કોઈ લૂટારાએ મારા પર હાથ માર્યો હોવો જોઈએ. "ચોર," "ચોર," "ઝાલો," "મારો," એમ તેણે બૂમાબૂમ કરી મૂકી ને ઉપરા ઉપરિ મજબૂત લાતો તેની છાતી પર લગાવ્યા કરી.

આ બૂમરાણથી ચોકીદાર આવી ચઢ્યો ને કેટલાક લોકો પણ જાગી ઊઠ્યા. તેઓએ જોયું તો એક માણસ મૂએલો પડેલો ને પાસે આવેશમાં ને ગભરાટમાં એક દારૂડીઓ. ગુનાની વધારે સાબીતીની જરૂર રહી નહિ. બધાંનું એવું મત થયું કે દારૂની ઘેનમાં દારૂડીઆએ ખૂન કર્યું છે. ચોકીદાર તેને ચોકી પર લઈ ગયો.

ભગાને મોતની સજા ફરમાવવામાં આવી. એ વાત આખા ગામમાં પ્રસરી ગઈ. ફાંસી દેવાની જગા આગળ લોકોનો જમાવ થયો.

ભોળાભાના મનમાં આવ્યું કે આ તો 'કરડે માંકડ ને માર ખાય ખાટલો' એવું થયું છે. મારા ગુનાને માટે બીજાનો જીવ જાય છે; માટે મારે ખરી હકીકત જાહેર કરી તે અટકાવવું જોઈએ. એ વિચારથી તે ફાંસીની જગા તરફ દોડયો.

ભગાના ગળાની આસપાસ દોરડું વિંટાળાઈ ચૂક્યું હતું ને જ્યાં એને લટકતો મૂકી ઝોલલાં ખવડાવવાની તૈયારીજ હતી કે તરત ભોળાભા જઈ પહોંચ્યો ને બોલ્યો, સબૂર, સબૂર, ગુનેગાર તો હું છું; એ બિનગુનેગાર છે.

ભોળાભાએ ખુલ્લી રીતે ગુનો કબૂલ્યો ને પોતે જે જગાએ શબ ગોઠવ્યું હતું તે જગા બતાવી. ન્યાયાધીશની ખાતરી થઈ કે ભગો નિર્દોષ છે ને ગુનેગાર ભોળાભા છે.

તેણે તેજ ક્ષણે ભગાને છોડી મૂકી ભોળાભાને ગળે દોરડું વિંટાળવાનો હુકમ કર્યો.

તરતજ દૂરથી ડૉ. મોઝીઝ બૂમ પાડતા આવ્યા, એને છોડી મૂકો, છોડી મૂકો; એ નિર્દોષ છે, ગુનેગાર તો હું છું. તે દાદરેથી ઊતરતો હતો ત્યારે દર્દીને કેવી રીતે ધક્કો લાગ્યો હતો ને તે ત્યાં ને ત્યાં મૃત્યુ પામ્યો હતો અને પછી તેણે પોતાની અગાશીમાંથી જોડેની અગાશીમાં શબને કેવી રીતે ગોઠવી દીધું હતું, તેનું તેણે વર્ણન કર્યું.

આ ઉપરથી ન્યાયાધીશે ડૉ. મોઝીઝને ગુનેગાર ગણી ભોળાભાને મુક્ત કર્યો. મોઝીઝને ફાંસી દેવાની તૈયારી થઈ, એટલામાં ત્યાં મૂળશંકર બ્રાહ્મણ આવી ચઢયો. તેણે કહ્યું, ખરો ગુનેગાર હું છું. મારા દોષને લીધે ત્રણે નિર્દોષ માણસના જીવ ગયા હોત; પણ ઈશ્વરેચ્છાથી તેઓ બચ્યા છે. મારા ઘરમાં મૃત્યુ થયું છે. મેં ખરી વાત જાહેર ન કરી માટે મને જે ઘટે તે શિક્ષા કરો. બાકી, ખરી હકીકત એ છે કે હું ખૂની નથી, આ માણસ સર્પદંશથી મૂઓ છે.

ન્યાયાધીશ—તેની શી ખાતરી?

મૂળશંકર—મુડદું ચિરાવી ખાતરી કરાવો.

એ ઉપરથી મુડદું ચીરવામાં આવ્યું, તો ખુલ્લું થયું કે ખૂની તરીકે કોઈ ગુનેગાર નથી. છતાં, અકસ્માત્‌થી નીપજેલું મૃત્યુ જાહેર ન કર્યાથી મૂળશંકર આ અનર્થ-પરંપરાનું કારણ થયો તે બદલ ન્યાયાધીશે તેને છ માસની સાદી કેદ ફરમાવી ને બધાંને કહ્યું, સત્ય હમેશ જાહેર કરવું જોઈએ. અસત્યમાંથી અનિષ્ટ પરિણામો ઉદ્ભવે છે ને સત્યનું સંશોધન તેવી સ્થિતિમાં વિકટ બને છે. જે કંઈ

બન્યું હોય તે હિંમતથી ખરેખરૂં જાહેર કર્યાથી પોતાને તેમજ બીજાને હમેશ ઓછી તકલીફ પડે છે. છેવટે પણ તેં સત્ય કબૂલ કર્યું, માટે, મૂળશંકર, હું તને છ માસની માત્ર સાદીજ કેદ ફરમાવું છું.

---

# પાઠ ૧૧મો

## પારો

સોનું, રૂપું, પિત્તળ, તાંબું, વગેરે ધાતુને ગરમ કરવામાં આવે છે તો ઉષ્ણતાને અમુક અંશે તે દરેક પીગળી જઈ પ્રવાહી બને છે. સાધારણ ગરમીમાં એ બધી નક્કર સ્વરૂપમાં રહે છે. પારો સાધારણ ગરમીમાં પણ પ્રવાહી રૂપમાં રહે છે. એકલો એજ પ્રવાહી ધાતુ છે.

રંગે એ રૂપેરી સફેદ છે. તમે થોડોક પારો લઈ તમારી હાથેલીમાં તેને દબાવશો તો તેના ઝીણા ઝીણા રજકણો થઈ જશે. હાથેલી હલાવશો તો એ રજકણો આમતેમ દોડાદોડ કરશે. આ પ્રમાણે, એ સરી જાય એવો ચપળ પદાર્થ છે.

પારો ઘણી ભારે ધાતુ છે. પાણીથી એ ૧૩૩ ગણો ભારે છે. ધાતુઓમાં એના કરતાં સોનુંજ વજનમાં ચઢી જાય છે; કારણ કે સોનું પાણીથી ૧૯ ગણું ભારે છે. પારાથી ભરેલા નાના વાસણમાં લોઢાની વસ્તુ—સ્ટીલ પેન કે ચાવી નાખશો તો તે તેમાં તરશે.




ઉપલું ચિત્ર થર્મોમીટરનું એટલે તાપ માપવાની સીસીનું

છે. થર્મૉમીટરના નીચલા ભાગમાં પારો હોય છે. એ ભાગ જેને તાવ આવ્યો હોય તેની બગલમાં રાખવામાં આવે તો તેમાંનો પારો તેની ગરમીથી તપ્યાથી પ્રસરે છે. સીસી પર માંડેલા આંક ગરમી દર્શાવે છે. તાવ વગરના માણસના શરીરની ગરમી ૯૮.૪° હોય છે. તેથી જેટલા અંશ (ડિગ્રી) પારો ઉપર જાય તેટલા અંશ માણસને તાવ આવ્યો ગણાય છે.

જરા પણ ગરમી લાગવાથી પારો વિકાસ પામે છે, તેથી સીસીમાં પ્રસરે છે. આ હેતુથી તાવ માપવાની સીસીમાં પારાનો ઉપયોગ કરવામાં આવે છે. શરીર પર હાથ મૂકી ગરમી પારખવામાં આપણે ઘણી વાર છેતરાઈએ છીએ. તેટલા માટે આ સીસીનો ઉપયોગ સામાન્ય તેમજ શાસ્ત્રીય થઈ પડ્યો છે.

પારાનો બીજો જાણીતો ઉપયોગ સોનારૂપાને શુદ્ધ કરવાનો છે. ખાણમાંથી કાઢવામાં આવે છે ત્યારે સોનું અન્ય પદાર્થો સાથે મિશ્રિત હોય છે. સોનું ખાણમાંથી નીકળે છે તે રજકણોના રૂપમાં અશુદ્ધ હોય છે. તેને કચરી નાખી પારા સાથે મિશ્રિત કરવામાં આવે છે. પારાનો એક જાણીતો ગુણ એ છે કે તે બીજી ધાતુઓ સાથે મિશ્રિત થઈ જાય છે. તમારા હાથમાં ઢબ્બુ હોય ને તે પર તમે પારો ઘસો તો તે પારો એકદમ તે પર ચઢી જશે ને ઢબ્બુ સફેદ જણાશે. ખાણમાંથી નીકળેલા સોનાના રજકણોને કચરી તેની સાથે પારો મેળવતાં પારો સોનાના રજકણો સાથે એક થઈ જાય છે અને અશુદ્ધ સોનામાં રહેલા માટી જેવા બીજા પદાર્થો જુદા પડી જાય છે. પછી એ બધું પાણીથી ધોવામાં આવે

છે, એટલે સોનું ને પારો, એ બેના મિશ્ર રજકણો ટકે છે ને કચરો જુદો પડે છે.

ત્યાર બાદ પારા સાથે મિશ્ર થએલું સોનું ધીમે ધીમે ગરમ કરવામાં આવે છે, એટલે પારો ઊડી જાય છે ને સોનાનો ગટ્ટો થઈ રહે છે. પારો તપે છે એટલે વરાળની પેઠે ઊડી જવાનો તેમાં ગુણ આવે છે.

પારો દવામાં પણ વપરાય છે. એ અનેક રીતે ઉપયોગી ધાતુ છે.

---

## पाठ १२मो

छप्पा

### सपुतकपुत

कपुत केहेवाय तेह, निज उद्यम जे बोळे;
कपुत केहेवाय तेह, छिद्र पोतानुं खोले;
कपुत केहेवाय तेह, स्वजनने दुःखज करता;
कपुत केहेवाय तेह, पेट परवश रही भरता;
कपुत एवा छे घणा, कहेतां पार पामुं नहीं;
सामळ कहे कपुत पुत, कोइने पेट पडशो नहीं. १

सपुत तेह केहेवाय, जे सिधे मारग चाले;
सपुत तेह केहेवाय, अधर्मने जे टाळे;
सपुत तेह केहेवाय, जे स्वजनने सुख आपे;
सपुत तेह केहेवाय, दीननां दुःखडां कापे;
वळि सपुत तेनुं नाम छे, जेणे प्रभुने प्रीते अराचिया;
सामळ कहे सपुत नरे, दाम परमारथ खराचिया. २

सपुत तेह केहेवाय, वेपारथी जोडे गर्थ;
सपुत तेह केहेवाय, पुण्य करे हरि अर्थ;
सपुत तेह केहेवाय, चोरी चाडी नव करतो;
सपुत तेह केहेवाय, अपयशथी रहे डरतो;
सपुतने सुख छे स्वर्गमां, जोतां सद्गुण अतिघणा;
सामळ कहे आ अवनिमां, धन्य अवतार ते नरतणा. २

सामळ

---

## પાઠ ૧૩મો

### રાજહંસ, ભાગ ૧લો



બતક

તમે કૂકડાનો પાઠ શીખી ગયા છો. જુદી જુદી જાતના કૂકડા અને કબૂતર, એ કૂકડાની જાતનાં પક્ષી છે. જુદી જુદી જાતનાં બતક, હંસ, અને રાજહંસ, એ બતકની જાતનાં પક્ષી છે.

કૂકડાની જાતનાં પક્ષી સ્થળચર છે. તેઓ જમીન ખોતરી ખોરાક મેળવે છે. તેઓ જમીન પર ચાલે છે, દોડે છે, અને ઊડે છે.



હંસ

બતકની જાતનાં પક્ષી જળચર છે. તેમનાથી જમીન પર બરાબર ચલાતું નથી; પણ તેઓ પાણીમાં સારી રીતે તરી શકે છે ને ઊડી શકે છે.

બતકના વર્ગનાં પક્ષીઓમાં રાજહંસ સહુથી મોટું ને ઘણું સુશોભિત પક્ષી છે. બતક, હંસ, અને રાજહંસનાં ચિત્ર જોશો તો તમને તરત જણાશે કે બતકના કરતાં હંસ વધારે મોટું ને શોભિતું ને હંસ કરતાં રાજહંસ વધારે શોભિતું પક્ષી છે.

લોકો કેટલાંક પક્ષીને તેમની ઉપયોગિતાને માટે ને કેટલાંકને તેમની ખૂબસૂરતીને માટે પાળે છે. મરઘી, બતક,

અને હંસણી ઉપયોગી છે. મોરની પેઠે રાજહંસને લોકો તેના સુંદર શરીર માટે પાળે છે. રાજહંસનો દેખાવ બાદશાહી છે. રાજ્યાસન પર બિરાજેલો રાજા કે રાણી હોય એવો તે દીપે છે.



રાજહંસ

હંસનું શરીર મોટું ને મછવાના આકારનું હોય છે. તેની ગરદન લાંબી હોય છે અને પગ બતકના જેવા, ટૂંકા પણ તેનાથી સહજ લાંબા હોય છે. રાજહંસની ગરદન હંસની ગરદન કરતાં મોટી અને પગ પણ હંસના પગ કરતાં મોટા હોય છે.

ત્રણે પક્ષી તરવામાં કુશળ છે; પરંતુ રાજહંસ અતિ-સુંદર રીતે તરે છે. તે પાણીમાં એવી સરળતાથી ચાલ્યું જાય છે કે તેને મન તરવાનું કામ સહેલામાં સહેલું હોય એમ જણાય છે. તેનું હલકું શરીર પાણીની સપાટી પર બૂચની પેઠે તરે છે અને તેના પહોળા, ચામડીથી સંધાએલાં આંગળાવાળા પગ પાણી ખસેડવામાં ઉત્તમ હલેસાનું કામ કરે છે. તે ખૂબ વેગથી ને ઇચ્છા પ્રમાણે તરી શકે છે.

જે સ્ત્રીની ચાલવાની ઢબ ઘણી સુંદર હોય છે તેને આપણે હંસગામિની–હંસની પેઠે ચાલનારી કહીએ છીએ.

આપણા દેશમાં રાજહંસનાં પીછાં બરફ જેવાં શ્વેત હોય છે; પણ ઑસ્ટ્રેલિઆમાં કાળા રાજહંસ થાય છે, તેનાં પીંછાંમાંનાં થોડાંજ ધોળાં હોય છે, બાકીનાં તમામ કાળાં હોય છે.

રાજહંસ ઘણું સ્વચ્છ પક્ષી છે. તે પોતાનાં પીંછાંની બહુ સંભાળ લે છે. તેનાં પીંછાં ઘણાં જાડાં હોય છે; તે શરીરને ઘણાં લગોલગ હોય છે ને તેલ જેવાં ચીકણાં હોય છે, તેથી તરતી વખત તેના શરીરમાં પાણી પેસી શકતું નથી. મોટાં પીંછાંની અંદર નાનાં પીંછાં હોય છે, તે ઘણાં ઝીણાં ને સુંવાળાં હોય છે.

રાજહંસની પાંખ મોટી હોય છે. તેના પગ કાળા હોય છે. તેને પગે ચાર આંગળાં હોય છે, તેમાંનાં ત્રણ આંગળાં ચામડીથી જોડાએલાં હોય છે. તેની ચાંચ લાંબી, પહોળી, ને રાતા રંગની હોય છે ને તેને મથાળે કાળા, મોટા ગાંઠા જેવું હોય છે.

કેટલાક લોકો હંસ અને રાજહંસનાં પીંછાં તકીઆ, ઓસીકાં, અને તળાઈ ભરવામાં વાપરે છે.

---

## પાઠ ૧૪મો
### રાજહંસ, ભાગ રજો

બધાં જળચર પક્ષી સ્થળચર પક્ષી જેવા સુંદર માળા બાંધતાં નથી. હંસણી પોતાનો માળો જમીન પર બાંધે છે. મરઘીનાં ઈંડાં કરતાં હંસણીનાં ઈંડાં બમણાં હોય છે. હંસણી ઘણાં ઈંડાં મૂકે છે ને તે પર બેસી તેને સેવે છે.

રાજહંસી પાણીની પાસે ઊંચા ઘાસ પર કે ઝાડીમાં પોતાનો માળો બાંધે છે. તે સૂકી લાકડીઓ ને ઘાસનો માળો બાંધે છે અને તેને જમીન પર મૂકે છે. રાજહંસી એ જમીન પર ઈંડાં મૂકે છે ને તે સેવાય છે કે બચ્ચાં તરત પાણી તરફ દોડી જાય છે. એ કામ તેને શિખવવું પડતું નથી.

બતક કરતાં હંસ જમીન પર વધારે વખત ગાળે છે. કુતરાની પેઠે ચોકી કરવામાં તે ઘણું કુશળ છે અને ભય દેખે છે કે બૂમ પાડી તેની ખબર આપે છે.

એક એવી વાત છે કે એક અંધ સ્રીને ચાંચ વડે તેનું લુગડું ઝાલી હંસ દર રવિવારે દેવળમાં દોરવી જતો હતો. ત્યાં તે તેની વાટ જોતો અને પ્રાર્થના પૂરી થઈ રહેતી એટલે પાછો ઘેર લઈ જતો હતો.

નળદમયંતીની વાત તમે જાણો છો. તેમાં હંસે નળનો સંદેશો દમયંતીને ને દમયંતીનો સંદેશો નળને કહ્યો હતો.

કેટલાક સિપાઈઓએ હંસણી પાળી હતી, તે હમેશ તેમની સાથે કસરત કરતી અને તેમને મોખરે કૂચ કરતી.

હંસોએ રોમ શહેરને શત્રુના હાથમાં જતું બચાવ્યું, એવી પણ વાત પ્રચલિત છે. કહે છે કે પ્રાચીન સમયમાં જ્યારે શત્રુઓએ રોમ શહેર પર હુમલો કર્યો અને તેની દિવાલ પર ચઢવા માંડયું ત્યારે તેઓ એ કામ બહુ છૂપી રીતે કરતા હતા તોપણ તે કેટલાક હંસના જોવામાં આવ્યું. તેઓએ એવી મોટી કીકીઆરી કરી મૂકી કે તેથી રોમન લોકો જાગી ઊઠયા ને તેમણે શત્રુઓને નસાડી મૂકયા. આ રીતે હંસો રોમ શહેરના રક્ષણનું કારણ થઈ પડયા.

સાધારણ રીતે રાજહંસી ઘણી શાંત પ્રકૃતિની હોય છે; પણ કોઈ તેનાં બચ્ચાંને હેરાન કરવા આવે તો તે સામી થઈ જાય છે.

રાજહંસ બહાદુર પક્ષી છે. તે પાંખ વડે પોતાનું રક્ષણ કરે છે. એ વડે તે ઘણો સખ્ત પ્રહાર કરે છે અને કુતરાને, કોલાને, ને અરુડને નસાડી મૂકી શકે છે.

હંસની પેઠે રાજહંસ પાણીમાં ઊગેલાં છોડવાનાં મૂળ ને બી ખાય છે, તેમજ પાણીમાંના કીડા, દેડકાં, ને માછલાંનું પણ ભક્ષણ કરે છે.

હંસ ને રાજહંસને કમળ બહુ ભાવે છે. તેમને કમળોવાળાં સરોવરમાં રહેવું બહુ ગમે છે. હિમાલયમાં માનસ સરોવર છે, તેમાં વિહાર કરવો તેમને અતિપ્રિય છે એમ આપણા કવિઓ વર્ણવે છે.

બગલાં ધોળાં હોય છે ને હંસ પણ ધોળા હોય છે; પણ બગલાંમાં હંસ ને રાજહંસના જેવી ચતુરાઈ જણાતી નથી. સંસ્કૃત કવિઓ વર્ણવે છે કે હંસમાં દૂધ ને પાણીને છૂટાં કરવાની શકિત હોય છે.

---

## પાઠ ૧૫મો

### ચાહ, ભાગ ૧લો



ચાહ તો તમે ઘણાખરા રોજ પીઓ છો; પણ એ છોડ ક્યાં ઊગે છે અને ચાહ શી રીતે તૈયાર એ વિષે તમારામાંના બહુ થોડાજ જાણતા હશો.

ચાહનો છોડ થાય છે. એ છોડ મૂળ ચીન ને જાપાનનો છે. હાલ તે હિંદુસ્તાન, સીલોન, જાવા, ઑસ્ટ્રેલિઆ, આફ્રિકા, અને અમેરિકાના કેટલાક ભાગમાં પણ ઊગે છે.

ચાહનો છોડ સ્વાભાવિક રીતે ઊગે છે, ત્યાં તેનું મોટું ઝાડ થાય છે, તે ૩૦, ૪૦ ફૂટ ઊંચું થાય છે. પરંતુ ચાહને ઉછેરનારાઓ એ છોડને મોટો થવા દેતા નથી. તેને ચારપાંચ ફૂટજ ઊંચો થવા દે છે.

હારબંધ બી રોપવાથી કે નાના નાના છોડ હારબંધ રોપવાથી ચાહનો છોડ ઊગે છે. એનાં પાંદડાં લીલાંછમ હોય છે. તે લાંબાં, ચળકતાં, ને છેડે દાંતાવાળાં હોય છે. એનાં ફૂલ સફેદ અને ફળ ગોળ હોય છે.

સૂકી ડુંગરની જમીન તેને માફક આવે છે. તેને પુષ્કળ હવા ને અજવાળું જોઈએ છે. ડુંગરોના ઢોળાવોમાં અનાજ ઊગી શકતું નથી, ત્યાં એ ઊગે છે. જે સ્થળે વરસાદ પુષ્કળ વરસતો હોય અને વરસીને ઊઘડી જતો હોય, જે સ્થળમાં મૂસળધાર વરસાદ સતત આવ્યા કરી તેને જડમૂળથી ઉખેડી ન નાખતો હોય, તે સ્થળ એ છોડને માફક આવે છે. તે તાપ ને ટાઢ સહન કરી શકે છે. તેને વરસાદ પુષ્કળ (૧૦૦$^{0}$ ઇંચ) જોઈએ છે.

ચાહના છોડની આસપાસ ઘાસ ઊગે તો તેને સંભાળથી નીંદવું જોઈએ. તેમજ ચાહના છોડને કાળજીથી કાપતા રહેવું જોઈએ.

આપણા દેશમાં હિમાલયમાં, આસામમાં, અને નીલગિરિમાં પુષ્કળ ચાહ પાકે છે.

ચાહનો પહેલો પાક તૈયાર થતાં બેત્રણ વરસ લાગે છે. એ પહેલો પાક ઉત્તમ હોય છે. બીજો પાક બીજાં ત્રણચાર વર્ષમાં થાય છે, તે એનાથી ઊતરતો થાય છે. પાંદડાં વધારે મોટાં ને ખરબચડાં થાય છે. પછી એ છોડા કાઢી નાખી તેને બદલે બીજા છોડા રોપે છે.

ચાહનાં પાંદડાં વર્ષમાં પાંચસાત વાર તોડી લેવામાં આવે છે. જે પ્રદેશમાં ચાહ ઊગે છે, જે રીતે તેને ઉછેરવામાં આવે છે, અને જે ઋતુમાં તેનાં પાંદડાં તોડી એકઠાં કરવામાં આવે છે, તે બધી બાબત પર ચાહની ઉત્તમતા ને અધમતાનો આધાર છે.

પાંદડાં ચૂંટવાનું કામ ઘણા મહીના ચાલે છે. દરેક પખવાડી-એ એ કામ કરવામાં આવે છે. પાંદડાં જોરથી તોડવામાં આવતાં નથી, પણ ધીમેથી ચૂંટવામાં આવે છે. એ ચૂંટવાનું કામ બૈરાંછોકરાં કરે છે. તેઓ એક છોડથી બીજે છોડ જઈ એક એક પાંદડું ચૂંટે છે.

પાંદડાં ચૂંટવામાં ઘણી સંભાળ રાખવી પડે છે. દરેક પાંદડું આંગળી ને અંગૂઠાથી ધીમેથી એવી રીતે ચૂંટવું પડે છે કે તેથી તે પાંદડાને તેમજ તેની નાજુક ડાળીઓને નુકસાન ન થાય.

એ લીલાં ચૂંટેલાં પાંદડાંને કથરોટ જેવા છાછરા વાસણમાં ખુલ્લી હવામાં સુકવવામાં આવે છે. સુકાયા પછી હાથે કે યંત્રે એના વીંટા કરવામાં આવે છે. પછી અંગારા પર મોટી તાવડી મૂકી તેમાં એને ધીમે ધીમે સેકવામાં આવે છે.

ચાહનાં પાંદડાં લીલાં ને કાળાં, બે જાતનાં હોય છે. ઝાડ પરથી ચુંટાએલાં તાજાં પાંદડાં લીલાં હોય છે. જે

પાંદડાંને લીલાં રાખવાં હોય તેને જલદી સુકવવામાં ને સેકવામાં આવે છે. જે પાંદડાંને કાળાં કરવાં હોય તેને ધીમે ધીમે સુકવવામાં આવે છે ને વધારે વાર સેકવામાં આવે છે.

પાંદડાં અંગારા પર સેકવામાં આવે છે; કેમકે ચૂલા પર મૂકવાથી ધુમાડો નીકળે તો ચાહની સોરમ બગડી જાય.

એક હજારથી વધારે વર્ષ થયાં ચીના લોકોમાં ચાહ સામાન્ય, પીવાની વસ્તુ ગણાય છે. હાલ ચાહનું પાન દુનિયાની અર્ધી વસ્તીમાં પ્રસરેલું છે. આખી દુનિયામાં ચાહનો જેટલો પાક થાય છે તેનો નવ દશાંશ હિંદુસ્તાન ને સીલોનમાં થાય છે.

---

# પાઠ ૧૯મો

## ચાહ, ભાગ ૨જો

ચાહનાં પાંદડાંને ઉત્તમ દેખાવ આપવાનું કામ ઇંગ્લંડમાં થાય છે. પાંદડાંને પેટીમાં ભરી વહાણોમાં ચઢાવી ઇંગ્લંડ મોકલવામાં આવે છે. ચાહની સોરમ બગડે નહિ માટે પેટીને સીસાનાં પતરાંમાં ઉતારવામાં આવે છે. દરેક પેટીમાં આસરે અઢી મણ ચાહ ભરેલી હોય છે.

ચાહના છોડની ડાળીને છસાત પાંદડાં આવે છે. તે લાંબાંટૂંકાં હોય છે. ટૂંકાંમાં ટૂંકું અર્ધો ઇંચ ને લાબાંમાં લાંબું ચાર ઇંચ હોય છે. દરેક પાંદડાને જુદું નામ આપવામાં આવે છે. 'પીકો,' 'પીકો સુચૅાંગ,' 'પુષ્પિત પીકો,' અને 'કૉંગો,' એવાં નામ પાંદડાંને આપવામાં આવે છે.

બધાં પાંદડાં, નાનાંમોટાં, સાથેજ ચુંટાય છે. સુકવતી વખત તેના વર્ગ પાડવામાં આવે છે. પછી તેને નાનીમોટી ચારણીમાંથી કાઢવામાં આવે છે, એટલે તેના કદ પ્રમાણે વર્ગ થઈ જાય છે. મોટાં પાંદડાંને કાપવાના સંચામાં મૂકી નાનાં કરવામાં આવે છે.

એક સંચો એવો હોય છે કે તેમાં લોહચુંબક રાખવામાં આવે છે. આથી જે ખીલા ને લોઢાના કે બીજી ધાતુના જે કકડા, પાંદડાં પેટીમાં ભરનારની બેદરકારીથી ચાહની પેટીમાં ચાહભેગા એકઠા થયા હોય છે, તે બધા જુદા પડી જાય છે.

ચીન, જાપાન, ને બીજા પૂર્વ દેશોમાં એકલી ચાહ પીવામાં આવે છે. તેમાં દૂધ કે ખાંડ નાખવામાં આવતી નથી. રશિઆમાં દૂધ ને ખાંડને બદલે ચાહમાં લીંબુનો રસ નાખવામાં આવે છે.

ઇંગ્લંડમાં ચાહનાં પાંદડાં પ્રથમ ગયાં ત્યારે ચાહ કેવી રીતે તૈયાર કરવી તેનું લોકોને જ્ઞાન નહોતું; તેથી તેઓ પાંદડાંને ઉકાળતા ને તે ઊકળે એટલે પાણીને કાઢી નાખી પાંદડાં ખાઈ જતા.

આપણા દેશમાં પાણીને ઉકાળી, તેમાં ચાહનાં પાંદડાં નાખી, ચૂલા પર બેત્રણ મિનિટ રાખી ચાહદાની જમીન પર ઉતારી દેવામાં આવે છે. પછી તેમાં દૂધ ને ખાંડ કે શાકર નાખી પીવામાં આવે છે. વધારે વાર ચૂલા પર રહેવા દેવાથી ચાહનો સ્વાદ બગડે છે તેમજ તે પીવાથી નુકસાન થાય છે.

હાલ આપણા દેશમાં ચાહ પીવાનો રિવાજ બહુ પ્રસર્યો છે. શહેરોમાંજ નહિ, પણ ગામડાંમાં પણ એ રિવાજ દાખલ થયો છે. અભ્યાગતનું સન્માન કરવામાં એ સાધારણ પાન થઈ પડયું છે. અગાઉ પાનસોપારી અપાતાં તેની સાથે હવે ચાહ દાખલ થઈ છે. પરંતુ, ચાહ પીવાથી જઠરાગ્નિ મંદ થાય છે અને શરીરને નુકસાન થાય છે, એવું મત હાલ દાકતરો ને વૈદ્યો દર્શાવે છે.

---

# પાઠ ૧૭મો

## ખાવાપીવા વિષે સલાહ

શરીરને તંદુરસ્ત અને બળવાન્ રાખવાને માટે સારો ખોરાક સારા પ્રમાણમાં દરેક જણે લેવો એ એની શરીર પ્રતિ ફરજ છે; પણ તે ફરજ બરાબર કેમ અદા કરવી તે વિષે બાળકોને સ્વાભાવિક રીતે પૂરતું જ્ઞાન હોતું નથી. તેઓ સમજતાં નથી કે 'અન્ન જીવાડે ને અન્ન મારે'. તેમને વારંવાર ખાવાનું, કેટલીક વાર સ્વાદ લાગે તો જરૂરથી વધારે ખાવાનું, અને કેટલીક વાર ભૂખખાતર ખાવાનું નહિ, પણ ખાવાખાતર ભૂખ કરવાનું પણ મન થાય છે.

નિયમિત અંતરે લેવાતો મિત આહારજ ઇષ્ટ છે. માણસે એક વખત ખાધા પછી એટલે અંતરે ખાવું કે તેથી પાચનક્રિયાને વાંધો ન આવે કે થાક ન ચઢે. સાધારણ રીતે પેટ ભરી ખાધેલો ખોરાક પચતાં સુમારે ચાર કલાક થાય છે.

ખોરાક ખાધા પછી માણુસે પાચન કરનારા અવયવોને પોતાની ક્રિયા વિક્ષેપ વિના કરવા દેવી જોઈએ. એક વાર જે કંઈ ખાધું હોય તેની પાચનક્રિયા ચાલુ હોય તે દર્મિયાન બીજી વાર ખાધાથી શરીરને અવશ્ય નુકસાન થાય છે. અર્ધો પચેલા ખોરાકની સાથે પેટમાં નવો ખોરાક દાખલ થાય છે તો પાચનશકિતને હાનિ થાય છે.

શરીરના બીજા અવયવને જેમ આરામ જોઈએ છે, તેમ પાચનક્રિયા કરનારા અવયવોને પણ કામ પછી આરામ જરૂરનો છે. આરામ મળ્યા પછી એ અવયવો પાછી પોતાની ક્રિયા શરૂ કરે તો તેવી રીતે થતી ક્રિયા સહેલાઈથી ને સારી થાય છે. ખોરાક પૂરો પચતાં ઉપર કહ્યા પ્રમાણે સુમારે ચાર કલાક જોઈએ ને તે પછી પાચનક્રિયા કરનારા અવયવને સુમારે એક કલાકનો આરામ જોઈએ. એટલે પેટ ભરીને ખાધા પછી માણુસે પાંચ કલાક વીત્યા પહેલાં ખાવું એ ઇષ્ટ ન ગણાય.

કેટલો આહાર મિત ગણાય ને કેટલો ન ગણાય એ વ્યકિત વ્યકિતના તફાવત પર આધાર રાખે છે. પુખ્ત ઉમરના માણુસને ખોરાક વધારે જોઈએ; પણ બાળકને વધારે વાર ખોરાક જોઈએ. બેઠી જિંદગીવાળા માણુસ કરતાં ફરતા, પ્રવૃત્તિવાળા માણુસને ખોરાક વધારે જોઈએ, એ દેખીતું છે. પરંતુ તેની સાથે એટલું સમજવાનું છે કે માણુસ કંઈ ખાવાનેજ માટે સર્જાયો નથી. ખાધા વિના જીવન જિવાય નહિ ને ખાવું એ આવશ્યક છે, છતાં ખાવાની મઝાખાતર ખાવું એ ઇષ્ટ નથી. ખાધાનો ગુણ થાય તેટલા માટે આહાર મિત રાખવો જોઈએ.

વળી ખાધેલું બરાબર પચે તેટલા માટે માત્ર મિત ખાવું જેમ જરૂરનું છે તેમ બરાબર ચાવીને ખાવું તેટલુંજ જરૂરનું છે. અર્ધચર્વિત દશામાં જો ખોરાક જઠરમાં પ્રવેશ કરે તો પાચનક્રિયા કરનારા રસો તેના પર રાસાયણિક ક્રિયા કરી શકતા નથી. કેટલાકને ખૂબ ઉતાવળે ખાવાની આદત હોય છે, તે ખોટી છે. બરાબર ચાવીને ખાવું ને ધીમે ધીમે ખાવું, એ બંને સરખી રીતે કામનાં છે.

વળી ખાતી વખત નિશ્ચિંત ને આનંદી સ્વભાવ રાખવાની જરૂર છે. જે માણસ ખાતાં વિચારમગ્ન થાય કે ઉદાસી ધારણ કરે તેના કરતાં આનંદથી ભોજન કરનાર માણસ વધારે આરોગ્ય અનુભવે છે.

કેટલાક માણસો ખાતાં ખાતાં ખૂબ પાણી પીએ છે. પાચનક્રિયા કરનારા જઠરમાંના રસો પર ખૂબ પાણી પડે તો તેથી તેની શક્તિ નિર્બળ થઈ જાય છે ને ખોરાક પર તેની જેવી અસર થવી જોઈએ તેવી થઈ શકતી નથી. ભોજનને અંતે તેમજ મધ્યમાં ખૂબ જળ પીવું તે વિષ બરાબર છે.

પાણી પીવાના સંબંધમાં નીચેની સૂચનાઓ ઘણી ઉપયોગી છે:—

માત્ર પીવાની ખાતર પાણી પીશો નહિ. તરસ્યા થાઓ ત્યારેજ પીજો.

આહારની તરત પહેલાં પાણી પીશો નહિ. અલબત, થોડું પાણી ખાતાં કે તરત પછી ખોરાક પચાવવામાં મદદ કરે છે; પણ પાચનક્રિયા કરનારા રસોની શક્તિ નાબૂદ ન

થાય માટે તે બહુ થોડુંજ પીવું જોઈએ. ખોરાક જેમ કઠણ વધારે તેમ પાણી વધારે હોય તો નીભે.

બહુ મોટા ઘુંટડાથી ને એકી વખત ઘણું પાણી પીવું એ ઇષ્ટ નથી.

---

# પાઠ ૧૮મો

## ભીષ્મ પિતામહ, ભાગ ૧લો



શંતનુ નામે હસ્તિનાપુરના મહાપ્રતાપી ચંદ્રવંશી રાજા હતા. એઓ ગંગાને પરણ્યા હતા. એમને દેવવ્રત નામે પુત્ર થયા, તેમને ગંગાએ ઉછેર્યા. વસિષ્ઠ ઋષિ પાસેથી તેઓ બધા વેદ અને વેદાંગ શીખ્યા, તેમજ ધનુર્વિદ્યા પણ પ્રાપ્ત

કરી દેવરાજસમાન થયા. જે વિદ્યા શુક્રાચાર્ય અને બૃહસ્પતિ જાણુતા હતા તે બધી તેઓ શીખ્યા. પરશુરામ તથા દશરથના પુત્ર રામ જે સર્વ અસ્ત્રશસ્ત્રવિદ્યા જાણુતા હતા તે સર્વે તેમણે સંપાદન કરી. તેમણે રાજધર્મનું પણ સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. આવી રીતે કેળવીને ગંગાએ પોતાના પુત્ર દેવવ્રતને શંતનુને સોંપ્યા.

એક દિવસ શંતનુ મૃગયા કરવા નિકળ્યા. તેઓ એક વનમાં આવ્યા ત્યાં સર્વત્ર પ્રસરી રહેલી ગંધનું કારણ જાણુવા તેઓ આમતેમ ફર્યા. એવામાં તેઓએ એક માછીની પુત્રી જોઈ. તેનું અલૌકિક દેવરૂપ અને મધુર ગંધ જોઈ તેઓ તેનાથી મોહિત થયા. રાજા માછી પાસે ગયા અને તેની આ પુત્રી સત્યવતીની માગણી કરી.

માછીએ કહ્યું, મહારાજ! હું મારી પુત્રી સત્યવતીને એક શરતે આપને પરણાવવા તૈયાર છું; તે એ કે એનાથી આપને જે પુત્ર થાય તે આપની પછી રાજા થાય.

રાજા કન્યાને પરણુવાને અત્યુત્સુક હતા, તોપણ તેઓ એવું વચન આપી શકયા નહિ. તેઓ રાજધાનીમાં પાછા ફર્યા; પરંતુ તેમનું ચિત્ત એ કન્યામાં આસક્ત થયું હતું, તેથી તેઓ એના એજ વિચારમાં નિમગ્ન રહ્યા. કોઈ પણ રાજકાર્ય પર તેમનું ચિત્ત ચોંટયું નહિ અને દિવસે દિવસે તેઓ લેવાતા ગયા.

આનું કારણુ જાણુવા દેવવ્રત પિતા પાસે ગયા અને તેમને વિનતિ કરી પૂછયું, તમે દરરોજ શોકમાં ગ્રસ્ત થએલા દેખાઓ છો. એ શોકનું કારણુ શું છે તે જાણુવા હું ઇચ્છું છું કે તે જાણ્યા પછી તેનો ઉપાય થાય.

શંતનુએ કહ્યું, વત્સ ! ખરેખર, હું હમેશ ચિંતામાં ને ચિંતામાં રહું છું. મારે તું એકજ પુત્ર છે અને એક પુત્ર તે પુત્રમાં નથી. 'એક દીકરો તે દીકરામાં નહિ ને સો રૂપીઆ તે પુજીમાં નહિ', જેમ એક આંખ તે આંખમાં નથી, તેનો નાશ થયે શરીરનો નાશ થાય છે, તેમ એક પુત્ર તે પુત્રમાં નથી. તેનો નાશ થયે કુળનો નાશ થાય છે. આથી હું ચિંતામાં રહું છું.

પછી દેવવ્રતે રાજાના સારથિને કહ્યું, તમે પિતાનો કઈ સ્રીને વિષે ભાવ છે તે શોધી કાઢી મને તે જણાવો.

સારથિએ તપાસ કરી દેવવ્રતને કહ્યું, ભાઈ! એક માછીની કન્યામાં રાજાનું મન લાગ્યું છે. તેનો પિતા તેને એવી શરતે પરણાવવાનું કહે છે કે એનાથી જે પુત્ર થાય તે રાજાની પછી ગાદીનો વારસ થાય.

આ હકીકત સાંભળી દેવવ્રત તે માછી પાસે ગયા અને તેને કહ્યું, હું સત્ય બોલું છું; તું કહે છે તેજ પ્રમાણે થશે; સત્યવતીથી રાજાને જે પુત્ર થશે તે અમારો રાજા થશે.

માછીએ કહ્યું, તમે કહો છો તેની મને ખાતરી થાય છે; પણ તમને પુત્ર થાય તો કદાચ તેને રાજ્ય મળે, એટલો મને સંશય રહે છે.

દેવવ્રતે કહ્યું, હે દેવો ને સર્વ રાજાઓ! સાંભળો. મેં રાજ્ય તો તજ્યું છેજ. હું નિરંતર બ્રહ્મચર્ય સેવીશ. હું કદી અસત્ય બોલ્યો નથી ને બોલતો કે બોલવાનો નથી; માટે હે માછી! હવે તું તારી સત્યવતી કન્યા મારા પિતાને આપ.

આ ભયાનક પ્રતિજ્ઞા સાંભળી માછીએ પોતાની પુત્રી

શંતનુ રાજાને પરણાવવાનું કબૂલ કર્યું. તે દિવસથી દેવવ્રતનું નામ ભીષ્મ પડ્યું, કેમકે તેમણે પિતાને માટે નિરંતર બ્રહ્મચર્ય વ્રત પાળવાની ભયંકર પ્રતિજ્ઞા કરી.

કન્યાને રથમાં બેસાડી ભીષ્મ હસ્તિનાપુર લઈ ગયા અને પિતાને બનેલી હકીકત કહી. રાજા પુત્ર પર બહુ પ્રસન્ન થયા અને તેમને આશીર્વાદ દઈ સત્યવતી સાથે તેમણે લગ્ન કર્યાં.

ધન્ય છે ભીષ્મને! એમણે પિતાના સુખને અર્થે પોતાના સુખનો ભોગ આપી, ઉપનિષદ્‌માં કહ્યું છે તેમ પિતાને દેવ તરીકે માની નમુનાદાર અલૌકિક પિતૃભક્તિ દર્શાવી, ભીષ્મ પિતામહ નામની સાથે જોડાએલી અમર કીર્તિ પ્રાપ્ત કરી.

---

# પાઠ ૧૯મો

## ભીષ્મ પિતામહ, ભાગ ૨જો

શંતનુને સત્યવતીથી ચિત્રાંગદ ને વિચિત્રવીર્ય એવા બે પુત્ર ઉત્પન્ન થયા. શંતનુના મરણ પછી ચિત્રાંગદ રાજા થયો અને તેના પછી વિચિત્રવીર્ય ગાદીએ આવ્યો. તે બાળક હતો, તેથી રાજ્યકારભાર ભીષ્મ ચલાવતા હતા. તે મોટો થયો એટલે ભીષ્મનો વિચાર તેનું લગ્ન કરવાનો થયો. એવામાં કાશિરાજને ત્રણ પુત્રી હતી, તેમનાં લગ્ન માટે તેણે સ્વયંવર રચ્યો હતો. એ સ્વયંવરમાં ભીષ્મ ગયા.

ભીષ્મને સ્વયંવરમાં જોઈ દેશદેશથી આવેલા રાજાઓએ તેમનો તિરસ્કાર કર્યો. એ વૃદ્ધ થયો છે; એને પળીઆં આવ્યાં છે; છતાં એ નિર્લજ્જ થઈ સ્વયંવરમાં શું આવ્યો

છે ? જીવનપર્યંત હું બ્રહ્મચારી રહીશ એવી એણે મિથ્યા પ્રતિજ્ઞા કરી છે ! આવી પરસ્પર વાતો કરી રાજાઓએ ભીષ્મને નિંદ્યા.

આ સાંભળી ભીષ્મને ક્રોધ ચઢ્યો. એમણે સ્વયંવરમાં આવેલા રાજાઓને તેમજ કાશિરાજને કહ્યું, જુઓ, હું રથમાં બેસાડી ત્રણે કન્યાઓને લઈ જાઉં છું. શક્તિ હોય તો લડવા તૈયાર થાઓ. બધા રાજાઓ લડવા ઊભા થયા. ભીષ્મે અદ્વિતીય પરાક્રમથી સર્વેને હરાવ્યા અને રથ હાંકી ચાલવા માંડ્યું. એવામાં સાલ્વ રાજાએ તેમને બૂમ પાડી અટકાવ્યા. એ રાજા બળવાન્ હતો, પણ તે ભીષ્મને પૂરો પડી શક્યો નહિ. તે હાર્યો ને મહામુશીબતે જીવતો નાઠો.

આ પ્રમાણે ભીષ્મ અંબા, અંબિકા, ને અંબાલિકા, એ ત્રણ કાશિરાજની પુત્રીઓને લઈ હસ્તિનાપુર આવ્યા.

અંબાએ કહ્યું, મારો વિચાર સ્વયંવરમાં સાલ્વરાજને વરવાનો હતો.

આ ઉપરથી ભીષ્મે અંબિકા ને અંબાલિકાને વિચિત્રવીર્ય સાથે પરણાવી અને અંબાને સાલ્વરાજાને ત્યાં મોકલી દીધી.

પણ સાલ્વરાજે અંબાનો સ્વીકાર કર્યો નહિ. તેણે કહ્યું, તું ભીષ્મથી જિતાએલી છે. અન્યથી જિતાએલીને હું સ્વીકારતો નથી.

અંબા ભીષ્મ પાસે ગઈ અને તેને પોતાની સાથે લગ્ન કરવા વિનતિ કરી. પરંતુ ભીષ્મ તો બ્રહ્મચારી હતા; તેથી તેમણે તેની માગણી કબૂલી નહિ.

આમ બેત્રણ વાર અંબા સાલ્વ ને ભીષ્મ પાસે ગઈ, પણ

કોઈએ તેને સ્વીકારી નહિ. આથી તેને ભીષ્મ પર ક્રોધ ચઢ્યો. તેણે શિવને આરાધ્યા ને તેમને પ્રસન્ન કરી વરદાન મેળવ્યું કે બીજા જન્મારામાં તું ભીષ્મના મરણનું કારણ થઈશ. તે દ્રુપદ રાજાને ત્યાં જન્મ પામી શિખંડી કહેવાઈ અને પાંડવકૌરવોના યુદ્ધમાં શિખંડીએ ભીષ્મના પ્રાણ લીધા.

પાંડુ, ધૃતરાષ્ટ્ર, ને વિદુરને ભીષ્મે ઉછેર્યા હતા. પાંડુ રાજાના સમયમાં બધો કારભાર ભીષ્મજ ચલાવતા હતા.

પાંડવોને અને કૌરવોને ભીષ્મે દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શિખવી હતી. તેમણે કૌરવોને ઘણી વાર શિખામણ દઈ અનીતિને માર્ગે જતાં વાર્યા હતા; પરંતુ ધૃતરાષ્ટ્રને માઠું લાગશે એમ ધારી તેઓ કૌરવોના અનાચાર સાંખ્યા કરતા હતા.

પાંડવકૌરવોના યુદ્ધમાં તેઓ કૌરવના પક્ષમાં રહી પાંડવો સામે લડ્યા હતા; પણ અંતઃકરણથી તેઓ પાંડવોનો જય ઇચ્છતા હતા. એ ઉપરથી 'કૌરવમાં રહેવું ને પાંડવનો જય વાંછવો' એવી કહેવત થઈ પડી છે. તેઓ દસ દિવસ બહુ પરાક્રમથી લડ્યા અને છેવટે તેમણે શસ્ત્ર મૂકી દીધાં એટલે શિખંડીએ આવી તેમને ઘા કર્યો.

મરણ થતાં પહેલાં તેમણે બાણશય્યા પર સૂતાં સૂતાં યુધિષ્ઠિરને રાજધર્મ અને મોક્ષધર્મ બહુ સારી રીતે સમજાવ્યા.

તેમણે સત્યનો ને બ્રહ્મચર્યનો કદી ત્યાગ કર્યો નહોતો. તેઓ ધનુર્વિદ્યામાં અત્યંત પ્રવીણ હતા. તેઓ જ્ઞાન અને નીતિના ભંડાર હતા. તેઓ ભીષ્મ પિતામહના ગૌરવભર્યા નામથી પ્રખ્યાતિ પામ્યા છે.

# पाठ २०मो

## भीख

### दोहरो

प्रतिष्ठीत जे जंन छे, तेने तो बहु लाज;
करवा आळसने लिधे, भीखारीनूं काज. १
भरे शरीरे कस छतां, थई भिखारी पेट;
जिवतो मूंओ जाणवो, ऊपाडे ते वेठ. २
निज म्हेनतथी मेळवी, जीविश जामि हूं अन्न;
निज म्हेनतथी मेळवी, थइश वळी संपन्न. ३
ए रीते करवा थकी, मारि प्रतिष्ठा छेज;
अभीमान ए राखवूं, टेक न तजवो स्हेज. ४
गुण मोटाई त्यां लगी, ज्यां लगि मागि न भीख;
नीभे त्यां लगि जाच ना, अन्न सदाव्रत धिःक. ५
मनमां नक्की समजवूं, आप सर्व कल्याण;
साचूं निश्चय ऊपरे, उद्यम ऊपर जाण. ६

नर्मद

# પાઠ ૨૧મો

## કાંગારૂ



ઑસ્ટ્રેલિઆ ખંડ એ પૃથ્વી પર જૂનામાં જૂનો ખંડ છે. હિમાલય અને આલ્પ પર્વતો દરિયામાંથી પૃથ્વી પર જમીનરૂપે હયાતીમાં આવ્યા ત્યાર પહેલાં કેટલાંએ વર્ષો પૂર્વે ઑસ્ટ્રેલિઆ ખંડ સૂકી જમીનરૂપે હયાતીમાં હતો. આ કારણને લીધે ઑસ્ટ્રેલિઆમાં કેટલાંક, એવા પ્રકારનાં પ્રાણી, જાનવર, તેમજ પક્ષી જોવામાં આવે છે કે અન્યત્ર તેવાં જોવામાં આવતાં નથી. કાંગારૂ એ એવું જાનવર છે. એ ઑસ્ટ્રેલિઆ ને તેની આસપાસ-ના બેટોનુંજ જાનવર છે.

એને શરીરે કોથળી હોય છે. કોથળીવાળાં બીજાં પણ પ્રાણી હોય છે. કાંગારૂ એકલુંજ એવું પ્રાણી છે એમ નથી. કોથળીને લીધે એ બીજાં જાનવરથી જુદું પડી જાય છે ને દેખાવમાં વિચિત્ર લાગે છે.

આ કોથળી માદા કાંગારૂને હોય છે. એ તેના પેટ પર હોય છે. એમાં એ પોતાનાં બચ્ચાં રાખી શકે છે. કાંગારૂનું બચ્ચું નાનું હોય છે ત્યારે એવું નિરાધાર હોય છે કે માદાની કોથળીમાં તેનું રક્ષણ આવશ્યક બને છે.

કાંગારૂને ચાર પગ હોય છે. છતાં બીજાં ચાર પગવાળાં પ્રાણીની પેઠે એ ચાલતું નથી એના આગલા પગ ઘણા નાના હોય છે ને પાછલા મોટા હોય છે આગલા પગ એને ચાલવાના કરતાં હાથ તરીકેના કામમાં વધારે આવે છે. આ કારણને લીધે એ પાછલા પગ પર કૂદતું કૂદતું ચાલે છે કે દોડે છે. તેમ કરવામાં એની પૂંછડીની પણ એ મદદ લે છે. એની પૂંછડી એને પગ જેવી કામ લાગે છે. એ બેસે છે ત્યારે પાછલા પગ ને પૂંછડી પર બેસે છે. તે વખત જાણે એ ત્રણ પગ પર આધાર રાખતું હોય એવું જણાય છે.

એ એકી વખતે વીસથી ત્રીસ ફૂટ જેટલું લાંબું ને નવથી દસ ફૂટ જેટલું ઊંચું કૂદી શકે છે. એ એટલા બધા જલદીથી કૂદકા મારે છે કે જાણે આગલે પગે જમીનને અડકતું ન હોય એવો ભાસ થાય છે, પણ તેમ નથી હોતું. આ દેખાવ એ જલદીથી કૂદકા ભરે છે તેથીજ ઉત્પન્ન થાય છે.

એનું શરીર જાડું ને કઠણ હોય છે. તે ખાંધ આગળથી સાંકડું ને પેઢુ આગળથી પહોળું હોય છે. એનું મોં હરણના મોંને મળતું આવે છે.

એના દરેક પાછલા પગને ચાર આંગળાં હોય છે. તેમાંના એક આંગળાને એક મજબૂત નખ હોય છે, તે વાંકવાળો હોય છે. તેનો એકજ પ્રહાર માણસ પર પડે તો માણસનો જીવ જાય એવો તે જબરો હોય છે.

કાંગારૂ ઘાસ ખાનાર જાનવર છે. તેથી બીજાં ઘાસ ખાનારાં જાનવરોની પેઠે તે બીકણ ને શાંત હોય છે. તેના પર હુમલો થાય તો તે નાસી જાય છે. તેમ છતાં આત્મરક્ષણને માટે તેને લડવુંજ પડે તો તે જોરથી લડી શકે છે. તે વખતે તેને તેના પાછલા પગનો નખ બહુ કામમાં આવે છે.

તે એટલું બધું ઘાસ ખાઈ જાય છે કે ઑસ્ટ્રેલિઆના લોકો તેના આ ત્રાસને લીધે તેનો નાશ કરે છે. તેના માંસનો તે લોકો આહાર કરે છે, તેની ચામડી ઉતારી લઈ તેનું ચામડું બનાવે છે, ને તેનાં રૂવાંટાં કપડાં બનાવવાના કામમાં લે છે.

વડોદરાના મોટા બાગમાં તમે કાંગારૂને સહેલથી જોઈ શકશો. એ કૂદકો મારતું ચાલે છે, તે જોઈ ને કોઈને પણ આનંદ થાય છે. એ ટોળાબંધ રહેનારૂં જાનવર છે.

---

# પાઠ ૨૨મો

## કેળવણીનો પ્રતાપ

એક માણસે પોતાના મિત્રની સાથે શરત કરી કે તમે તમારો રૂપીઓ રસ્તામાં સંતાડી દેશો તો મારો કુતરો તે ખોળી કાઢશે.

આ ઉપરથી પેલા મિત્રે કુતરો જોઈ શકે એમ રૂપીઓ ધૂળમાં દાટયો. બંને જણા કુતરા સાથે આગળ ચાલવા



મંડ્યા. ચાલતાં ચાલતાં થોડેક દૂર ગયા એટલે કુતરાના માલીકે કુતરાને કહ્યું, જા, તો પાછળ. મારો રૂપીઓ પડી ગયો છે તે લઈ આવ.

કુતરાને આ પ્રમાણે રૂપીઓ શોધવા મોકલી તેઓ આગળ ચાલતા થયા.

એવામાં એક ગૃહસ્થ ગાડીમાં બેસી આવતો હતો તેના ઘોડાની ખરીથી તે ભાંયમાં દટાએલો રૂપીઓ જમીન પર નીકળ્યો, તે ગાડીમાં બેઠેલા શેઠના જોવામાં આવ્યો. આ ઉપરથી તે ગાડીમાંથી ઊતર્યો અને રૂપીઓ લઈ તેણે ગજવામાં મૂક્યો.

કુતરો ત્યાં આવી ચઢ્યો હતો. તેણે તે જોયું. તે ગાડી પાછળ પડ્યો અને તેમાં બેઠેલો ગૃહસ્થ જે વીશીમાં ઉતર્યો તે વીશીમાં તેની પાછળ ગયો.

તે ગૃહસ્થે જાણ્યું કે આ કુતરો શેઠથી છૂટો પડ્યો છે ને તેને શોધે છે. કુતરો તેના શરીર પર કૂધો; ગૃહસ્થે જાણ્યું કે તે મારી સાથે ગેલ કરે છે. કુતરો ઘણો શોભિતો હતો, તેથી ગૃહસ્થ તેને જોઈ ને રાજી થયો. તેણે કુતરાને પોતાને ત્યાં રાખવાનો વિચાર કર્યો.

તેણે તેને ખવડાવ્યું અને સૂતી વખત પોતાની સાથે પોતાના સૂવાના ઓરડામાં તેને લઈ ગયો.

તે ગૃહસ્થે પહેરેલાં લુગડાં ઉતારી ખીંટીએ મૂકયાં, એટલે કુતરાએ તે પર કૂદાકૂદ કરવા માંડી.

ગૃહસ્થને લાગ્યું કે તે અમથો કૂદે છે; તેથી તેણે તેને ત્યાંથી આઘો ખસેડયો.

પછી કુતરાએ બારણા આગળ જઈ ભસ્યા કર્યું. તે ગૃહસ્થે જાણ્યું કે એને બહાર જતા રહેવું હશે. એમ ધારી તેણે બારણાં ઉઘાડયાં.

પણ તે ગૃહસ્થે બારણાં ખોલ્યાં એટલે કુતરો તેનું બદન લઈ ચાલતો થયો.

તે ગૃહસ્થ દોડતો દોડતો તેની પાછળ ગયો. તેના બદનના એક ગજવામાં નોટો ને રૂપીઆનું ભરેલું તેનું પાકીટ હતું, તેથી તેને તે જતું રહેવાની ચિંતા થઈ. આ કારણથી તેનાથી દોડાય તેમ ઉતાવળો તે તે કુતરા પાછળ દોડયો.

દોડતો દોડતો કુતરો પોતાના માલીકને ઘેર ગયો અને તે ગૃહસ્થ ત્યાં તેની પાછળ ગયો. તે કુતરા પર ખૂબ ચિડવાયો.

કુતરાના માલીકની પાસે આવી તે ગૃહસ્થે ફરિયાદ કરી

કે તમારો કુતરો ચોર છે. મારા પૈસાનું પાકીટ જે બદનમાં છે તે બદન એ મારે ઘેરથી ચોરી લાવ્યો છે.

માલીકે કહ્યું, ભાઈ, મારો કુતરો ચોર નથી. એ તમારૂં બદન લાવ્યો છે તેનું કારણ એ છે કે એ બદનના ગજવામાં તમારા પૈસા નથી, કોઈ બીજાના છે.

આ સાંભળી તે ગૃહસ્થનો મિજાજ હાથ રહ્યો નહિ. પરંતુ તે કુતરાના માલીકે તેને શાંત પાડયો ને કહ્યું, ભાઈ, ચિડાશો મા. મેં નિશાન કરી મારો રૂપીઓ રસ્તામાં મારા મિત્ર પાસે દટાવ્યો હતો, તે લઈ લઈ તમે ગજવામાં મૂકયો છે. મારો કુતરો એ રૂપીઓ નક્કી શોધી કાઢશે એવી મેં મારા મિત્ર સાથે હોડ બકી હતી.

આ સાંભળી તે ગૃહસ્થ શાંત થયો. તેણે ગજવામાંથી તે રૂપીઓ કાઢી આપ્યો.

કેવો ચતુર કુતરો ! કેળવવાથી પ્રાણી પણ કેવાં હોશિયાર થાય છે !

---

## પાઠ ૨૩મો

### પાપી હૃદય

એક ધનાઢય ઝવેરી કેટલાંક રત્ન લઈ વેપારને અર્થે પરદેશ જતો હતો. તેની સાથે એક વિશ્વાસુ નોકર હતો. તે શેઠની પાસે રત્ન છે તે જાણતો હતો.

'દ્રવ્ય દેખી મુનિવર ચળે' એ કહેવત પ્રમાણે રસ્તામાં નોકરની દાનત બગડી. તેણે તક સાધી શેઠનીજ તલવાર

વડે શેઠનું ખૂન કર્યું અને તેની પાસેનાં રત્ન લઈ લીધાં. શેઠના શબને ગળે મોટો પત્થર બાંધી રસ્તામાં ખાડી આવી તેમાં તેને ઝોકાવી દીધું.

પછી તે એક એવા અજાણ્યા પ્રદેશમાં ગયો કે ત્યાં તેને કે તેના શેઠને કોઈ ઓળખતું નહોતું.

ત્યાં આરંભમાં તે એક સાધારણ માણસ તરીકે રહ્યો. પછી તેણે ધીમે ધીમે વેપાર કરવા માંડયો. પોતાની પાસે ચોરેલું દ્રવ્ય હતું તેની મદદથી તેમજ ઉદ્યોગ અને ખંતથી તેણે પુષ્કળ પૈસો એકઠો કર્યો. તેણે એવી યુક્તિથી વ્યવહાર ચલાવ્યો કે ત્યાંના લોકોને એમ લાગ્યું કે તેણે ઉદ્યમ ને પ્રામાણિકપણાથી પૈસો મેળવ્યો છે. મોટા પ્રતિષ્ઠિત શાહુકારોમાં તેની ગણના થઈ અને તેની ઘણી સારી સાખ બંધાઈ.

નવા શહેરમાં તેણે મણિલાલશાહ એવું નામ ધારણ કર્યું. સારા કુટુંબમાં તેનું લગ્ન થયું અને દિવસે દિવસે તેની આબરૂ વધવા માંડી. યોગ્ય ઉદારતાથી અને મીઠી વાણી તથા વિવેકી વર્તનથી તે આખા નગરમાં સહુને વહાલો થયો.

તેની કીર્તિમાં વધારો થવાથી કાલક્રમે તે નગરીના રાજ્યકારભારમાં પણ તેને દાખલ કરવામાં આવ્યો. બાહોશી અને નિષ્પક્ષપાતને લીધે તે ક્રમે ક્રમે મોટી પાયરી પર ચઢ્યો. આખરે, તે એક મોટો ફોજદારી અમલદાર અને ન્યાયાધીશ થયો. બીજા અમલદારો સાથે બેસીને તે ગુનેગારના મુકર્દમા સાંભળતો અને તેમનો અદલ ઇન્સાફ કરતો તેથી તે બહુ વખણાતો.

એક દિવસ તે ન્યાયાધીશોના મંડળમાં પ્રમુખ તરીકે બેસી

ઇન્સાફ કરતો હતો. તેની કચેરીમાં એક ખૂનીનું કામ ચાલતું હતું. મુકર્દમામાં પુરાવો ખનીની વિરુદ્ધ પડચો હતો અને ન્યાયાધીશને મદદ કરવા બેઠેલા પંચે ખૂનીને ગુનેગાર ઠેરવ્યો હતો. પ્રમુખ શો ફેંસલો આપે છે તે જોવા આખી કચેરી તલસી રહી હતી, એવામાં પ્રમુખનું હૃદય આકુળવ્યાકુળ થઈ ગયું અને તેના ચિત્તનો ગભરાટ તેની મુખમુદ્રા પરથી ખુલ્લો જણાઈ આવ્યો. તે એકદમ ન્યાયાસન પરથી ઊઠચો અને કેદીની પાસે જઈને ઊભો.

આ બનાવ જોઈને આખી કચેરી સ્તબ્ધ ને ચકિત થઈ ગઈ. તેણે કહ્યું, સાહેબો, તમે સાંભળીને છક થશો પણ હું ખરૂં કહું છું કે મેં આ કેદી કરતાં વધારે ઘોર અપરાધ કર્યો છે. મેં વિશ્વાસઘાત સાથે મારા શેઠનું ખૂન કર્યું છે ને તે ત્રીસ વર્ષ છુપાવ્યું છે. પણ ઈશ્વર કેવો ન્યાયી છે! હું અપરાધીઓને શિક્ષા કરૂં છું, આજ મારા જેવા અપરાધીને જોઈ મારૂં હૃદય મને અત્યંત ડંખે છે. હું જયારે મારો અપરાધ જાહેર કરી ઘટતી શિક્ષા પામીશ ત્યારેજ એ ડંખમાંથી અંશે પણ મુક્ત થઈશ. સાહેબો, હૃદયનો ડંખ પ્રાણ હરનાર ઝેરના કરતાં પણ વિશેષ મર્મવેધી છે.

એમ કહી, તેણે પોતાના શેઠનું ખૂન કેવી રીતે કર્યું હતું, તેનું શબ કેવી રીતે ખાડીમાં ફેંકી દીધું હતું, અને જે શેઠનો તેના પર પૂર્ણ વિશ્વાસ હતો તેને ઠગી, વિશ્વાસઘાત કરી, તેનાં રત્ન ચોરી તે વડે તે કેવી રીતે અજાણ્યા દેશમાં વસ્યો હતો, ત્યાં વેપાર કરી સમૃદ્ધ થયો હતો, અને ખૂની છતાં શાહુકારમાં ખપ્યો હતો, તે બધી વાત તેણે નિઃશંક

સવિસ્તર વર્ણવી હૃદયનો ભાર ઓછો કર્યો અને ડંખનું ઝેર કંઈક કમી કર્યું.

તેની સાથેના ન્યાયાધીશોએ તેને તેના ઘોર અપરાધ માટે શિક્ષા ન કરી એટલુંજ નહિ, પણ આટલે વર્ષે તેના પર કોઈ પણ તહોમત મૂકનાર નહોતો તેમજ તેના ગુનાનો કોઈ સાક્ષી નહોતો એવી સ્થિતિમાં તેણે પોતાનાં પાપી કૃત્યો આવી છચોક રીતે ખરેખરા પસ્તાતા હૃદયના શુદ્ધ ભાવથી કબૂલ કર્યાં તેને માટે તેનાં વખાણ કર્યાં.

કચેરી આ બધું જોઈ રહી બધાને ખાતરી થઈ કે મનુષ્યનું હૃદય કરેલાં પાપ માટે તેને ડંખ્યા વિના રહેતું નથી અને એવાં આકસ્મિક કારણ મળી આવે છે કે તેથી તેના હૃદયમાં ઊંડો રહેલો સંસ્કાર જાગ્રત્ થાય છે, તેનું પાપી હૃદય પાપ કબૂલવા આકર્ષાય છે, અને એ વેદનાથી તેનો મરણનો સમય અત્યંત દુઃખદાયક થાય છે.

---

# પાઠ ૨૪મો

## નીલવર્ણી અને રાજકુમાર, ભાગ ૧લો

ચંપાપુરી નામે સુંદર નગરી હતી, તેમાં ચંદ્રસિંહ નામે પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને વિલાસચંદ્ર નામે એક પુત્ર હતો, તે તેને પ્રાણથી પણ અધિક પ્રિય હતો.

એકં દિવસ રાજા કેટલાક નોકરોને લઈ શિકાર કરવા ગયો. વનમાં તેણે એક વિચિત્ર, નીલવર્ણી પુરુષ જોયો. તેના હાથમાં એક મોટી ગદા હતી, તે તે એક લાકડીની પેઠે

સહેલાઈથી ફેરવતો હતો. તેનું સ્વરૂપ વિકરાળ હતું અને તેને આખે દીલે નીલ રંગના પુષ્કળ વાળ હતા. તે અર્ધો પશુના જેવો જણાતો હતો. તેને જોઈને રાજાના બધા સેવકો ભયભીત થયા. પરંતુ રાજા શૂરવીર હતો. તે કોઈથી ડગે એવો નહોતો. તેણે હિંમત પકડી નીલવર્ણીને પકડ્યો અને કેદ કરી, પોતાના મહેલમાં લઈ જઈ મજબૂત પાંજરામાં પૂર્યો.

રાજા પોતાના વિજય માટે મગરૂર હતો. તે દરરોજ પાંજરામાં તેને જોતો. પાંજરાની કૂંચી તેણે પોતાની વિશ્વાસુ રાણીને આપી હતી અને રાણી તે પોતાની પથારીના ઓસીકા નીચે રાખતી.

રાજા બીજી વાર શિકારે ગયો. જતાં પહેલાં તેણે રાણીને કહ્યું કે પાંજરાની કૂંચીની સંભાળ રાખજે.

રાજકુમારને પેલા નીલવર્ણી પુરુષને જોવાની પ્રબળ ઇચ્છા થઈ. હાથમાં સોનાનું તીરકામઠું લઈ તે પાંજરા પાસે ગયો અને નીલવર્ણીની ડાઢી પંપાળવા લાગ્યો. એટલામાં એકદમ નીલવર્ણીએ પાંજરામાંથી હાથ બહાર કાઢી સોનાનું કામઠું લઈ લીધું. રાજકુમારે તેને તે પાછું આપવા બહુ બહુ વીનવ્યો; પણ તેણે કહ્યું, મને પાંજરામાંથી છૂટો કરે તોજ હું તને તારૂં કામઠું આપું.

રાજકુમારે કહ્યું, એ વાત શી રીતે બને ?

નીલવર્ણી બોલ્યો, હું તને તેનો ઉપાય બતાવું છું. અત્યારે મધ્યાહ્ન છે, એટલે તારી મા ઊંઘતી હશે. તેની પથારી તળેથી તું ધીમેથી કૂંચી લઈ લે અને મને છૂટો કર, એટલે તને તારૂં કામઠું મળશે.

રાજકુમારે નીલવર્ણીના કહ્યા પ્રમાણે કર્યું, એટલે નીલવર્ણી પાંજરામાંથી મુક્ત થયો. તે જેવો મુક્ત થયો કે તરતજ જંગલમાં પોતાના નિવાસમાં દોડી ગયો.

એ નીલવર્ણી પુરુષ મૂળ પણ ઘણો બેડોળ હતો. સંસારમાં તેના પર બહુ દુઃખ પડયાં હતાં, તેથી તે સંસાર છોડી વનમાં રહેતો હતો અને ત્યાં પુષ્પ, ફળ, ને કાળી આસમાની વનસ્પતિ ખાઈ પોતાનો નિર્વાહ કરતો. ટાઢતડકામાં ઉઘાડામાં રહેવાથી તેનું સ્વરૂપ નીલ વર્ણનું ને બિહામણું થયું હતું.

રાણી ઊંઘમાંથી જાગી કે તરતજ તેણે ઓસીકા તળે કૂંચી તપાસી. પરંતુ તેને તે હાથ ન આવી, એટલે તેણે બધી પથારી બારીકીથી શોધી. છેવટે, કૂંચી હાથ ન લાગવાથી તે બેબાકળી બની ગઈ ને લાગલી પાંજરા તરફ દોડી. પણ તેણે પાંજરૂં ખાલી દીઠું એટલે તો તે બહુજ ગભરાઈ. તેણે નોકરોને ખૂબ અડાવ્યા; પણ બધાએ કહ્યું કે અમે કંઈજ જાણતા નથી. એટલામાં રાજકુમાર ત્યાં આવી ચઢ્યો. તેણે રાણીને કહ્યું, મા, એમના પર શા માટે ક્રોધ કરો છો? પાંજરૂં તો મેં ઉઘાડ્યું છે.

આ સાંભળી રાણીની ગભરામણનો પાર રહ્યો નહિ. તે જાણતી હતી કે રાજાનો સ્વભાવ ઘણો ક્રોધી છે ને ક્રોધના આવેશમાં તે લીલુંસૂકું જોતા નથી; તેથી રાજકુમારનું રક્ષણ કરવા તેણે તરતજ પાંચસાત વિશ્વાસુ નોકરોને બોલાવ્યા અને રાજકુમારને પુષ્કળ દ્રવ્ય આપી તેમને સોંપી દૂર દેશ વિદાય કર્યો.

એટલામાં રાજા શિકારથી પાછા ફર્યો અને મહેલમાં પેસતાંજ તેણે પાંજરૂં તપાસ્યું. પણ તે ખાલી જોયું. તે ક્રોધને લીધે રાતોપીળો થઈ ગયો. તેણે રાણીને બધી હકીકત પૂછી. રાણીએ બનેલી વાત બીતાં બીતાં નિવેદન કરી અને કહ્યું કે કુમારના પ્રાણ બચાવવા મેં ભરોસાદાર માણસો જોડે તેને દૂર દેશ મોકલી દીધો છે.

રાજા ઘણો ચિડવાયો, પણ શું કરે? ધીમે ધીમે તેનો ક્રોધ ઊતરી ગયો, એટલે તેણે રાણીને કહ્યું, તું જાણતી નથી કે મને મારો પુત્ર મારા હૈયાનો હાર ને આંખની કીકી છે? એના વાળને પણ હું ઇજા કરવાનો નહોતો. તેં આ શું કર્યુ?

એમ કહી રાજાએ કુંવરની શોધ કરવા ચારે દિશાએ માણસો દોડાવ્યા, પણ કુંવરનો કંઈ પત્તો ખાધો નહિ.

---

# પાઠ ૨૫મો

## નીલવર્ણી અને રાજકુમાર, ભાગ ૨જો

રાજકુમારને ચંપાપુરી છોડ્યાને ચાર વર્ષ વીતી ગયાં. એટલો સમય તો તેણે આનંદમાં ગાળ્યો, પણ દુનિયાની ઘટમાળમાં એકલું સુખ કોને મળે છે? સુખની પાછળ દુઃખ વળગેલુંજ રહે છે. સેવકોની નજર બગડી. તેઓ લોભને વશ થયા; તેથી રાજકુમારનું કાંસળ કાઢી તેની પાસેનું દ્રવ્ય હાથ કરવાનો તેમણે વિચાર કર્યો. પરંતુ માંહોમાંહે ઈર્ષ્યા થવાથી તેઓ પોતાનું દુષ્ટ તરકટ અમલમાં મૂકી શક્યા નહિ.

એવામાં રસ્તામાં રાજકુમારને એક વીર પુરુષ ભેગો થયો. તેણે કહ્યું, તમારી મરજી હોય તો હું તમારી સાથે મુસાફરી કરૂં. રાજકુમારે ખુશીથી એ વાત સ્વીકારી.

એ વીર પુરુષ પેલો નીલવર્ણીજ હતો. તેણે રાજકુમારને ઓળખ્યો; પણ તેની કાંતિ તદ્દન બદલાઈ ગએલી હોવાથી રાજકુમાર તેને ઓળખી શકયો નહિ. તેના સ્વરૂપમાં એ અદ્ભુત ફેરફાર નીચે પ્રમાણે થયો હતો.

એક દિવસ નીલવર્ણી ડુંગરમાં ફરતો હતો, એવામાં એક સિદ્ધ કુમારિકાની નજર તેના પર પડી. તેનું પશુ જેવું વિચિત્ર સ્વરૂપ જોઈ તેને ખૂબ હસવું આવ્યું. તે એટલા બધા જોરથી હસી કે તેના પેટમાં એક ફોલ્લો થયો હતો અને તેને અત્યંત વેદના કરતો હતો તે ફાટી ગયો. સિદ્ધ કુમારી વેદનામાંથી મુક્ત થઈ, તેથી નીલવર્ણી પર તે બહુ ખુશ થઈ. તેણે તેને એક સુંદર અશ્વ આપ્યો અને પોતાની અદ્ભુત શક્તિમાંની કેટલીક આપી. વળી પોતાની સિદ્ધિને બળે તેણે તેનું ભયાનક, બેડોળ સ્વરૂપ બદલી તેને અત્યંત કાંતિમાન્ બનાવ્યો. હવે તે નીલવર્ણી મટી દેવસ્વરૂપ બન્યો. તે રૂપ રૂપનો અંબાર થયો. રાજકુમાર આ વાત જાણતો નહોતો તેથી તે કયાંથી ઓળખે કે આ વીર પુરુષ તે અગાઉનો નીલવર્ણી છે ?

આ નીલવર્ણી અને રાજકુમાર સાથે મુસાફરી કરતા કરતા દક્ષિણમાં કુસુમપુરી નામે નગરીમાં ગયા. તે નગરીને એક વગડાઉ ઘોડો બહુ હેરાન કરતો હતો. ઘણા માણસો તેના ત્રાસથી નગરી છોડીને ચાલ્યા ગયા હતા. આ નગરીમાં તેઓ આવી ચઢયા.

ત્યાં તેઓ એક માળીને ત્યાં ઊતર્યાં. રાજકુમારના સેવકોએ

વિચાર્યું કે હવે કુંવરનો ઘાટ ઘડવાનો સમય આવ્યો છે. તેમણે માળીને કહ્યું, અમારા કુંવર તો વાત કરતા હતા કે આવા વગડાઉ ઘોડાને મારવો ને મગતરૂં મસળવું એ સમાન છે.

માળીએ આ વાત તે નગરીના રાજાને કાને પહોંચાડી; એટલે રાજાએ તરત તે રાજકુમારને બોલાવ્યો અને વગડાઉ ઘોડાની હકીકત વર્ણવી કહ્યું કે તમે આ ઘોડાના ત્રાસમાંથી મારી નગરીને મુક્ત કરશો તો હું તમને તેનો સારો બદલો આપીશ.

કુંવરે કહ્યું, ઘોડાને મારવાની મારામાં શક્તિ છે એવી વાત મેં કરી નથી. માળી જૂઠો છે.

પણ રાજાએ તેનું કહ્યું માન્યું નહિ અને હુકમ કર્યો કે તું ઘોડાને મારીશ નહિ તો હું તને મોતની સજા કરીશ.

રાજકુમાર તો ગભરાતો ગભરાતો ઘેર ગયો અને જે બન્યું હતું તે તેણે નીલવર્ણીને કહી સંભળાવ્યું. નીલવર્ણી બોલ્યો, એમાં શી મોટી વાત છે ? ગભરાવાનું કંઈ કારણ નથી. રાજાને જઈને કહો કે કોઈ ચતુર લુહાર પાસે સાધારણ નાળ કરતાં બે ઇંચ વધારે પહોળી નાળ તૈયાર કરાવી આપો અને તેને અણીઆળા ખીલા ઠોકાવી આપો.

રાજાએ તે કામ એક લુહારને સોંપ્યું અને તે લુહારે રાજાની આજ્ઞા પ્રમાણે ચાર નાળ તૈયાર કરી આપી.

નીલવર્ણીએ તે નાળો પોતાના ઘોડાને ઠોકી અને કુંવરને કહ્યું, ભાઈ, હવે તું તૈયાર થા. આ ઘોડા પર સવાર થઈ તું વનમાં જા. જેવો વગડાઉ ઘોડાનો ખોંખારો તારા સાંભળવામાં આવે કે તું ઝાડ પર ચઢી જજે ને આ અશ્વને છૂટો મૂકી દઈ જે થાય તે ઝાડ પર બેઠો જોયાં કરજે.

---

# પાઠ ૨૬મો

## નીલવર્ણી અને રાજકુમાર, ભાગ ૩જો

નીલવર્ણી ઘોડા પર બેસી શહેર પર ત્રાસ વર્તાવતા વગડાઉ ઘોડાનો સંહાર કરવા જાય છે એ વાત સાંભળી શહેરના બધા લોકો તેને જોવા નીકળ્યા. તે કુંવરને જોઈ લોકોને દયા આવી કે આ બિચારો અશ્વનો ભોગ થઈ પડશે.

રાજકુમાર વનમાં ગયો અને જેવો તેણે તે વગડાઉ ઘોડો ખોંખારતો સાંભળ્યો કે પોતાના મિત્ર નીલવર્ણીના કહ્યા પ્રમાણે તે પોતાના અશ્વને છૂટો મૂકી ઝાડ પર ચઢી ગયો.

થોડા વખતમાં તે વગડાઉ અશ્વ ત્યાં આવી ચઢ્યો અને બંને ઘોડા વચ્ચે ભારે યુદ્ધ જામ્યું. વગડાઉ અશ્વે કુંવર-ના અશ્વને ખૂબ સપડાવ્યો, પણ આખરે રાજકુમારના અશ્વે વગડાઉ અશ્વના મોંમાં ખૂબ જોરથી લાત મારી તેને ક્ષણમાં પૂરો કર્યો.

આ વાતની શહેરમાં ખબર પડી એટલે સર્વત્ર મોટો હર્ષ વ્યાપી રહ્યો. લોકો ઘણા આનંદ પામ્યા અને ઘેરે ઘેર ઓચ્છવ થઈ રહ્યો.

કુંવર ઘેર આવી નિરાંતે સૂતો. પણ તેની પથારી પાસે એક ભમરો ગુંજન કરતો આવ્યો ને તેણે તેને ઊંઘવા દીધો નહિ. આખરે, પથારીમાંથી ઊઠી તેણે તે ભમરાને હાંકી કાઢ્યો.

રાજાને બે ઘણી રૂપાળી કુંવરી હતી; એકનું નામ સુવર્ણકેશી ને બીજીનું નામ રજતકેશી. રાજાએ જાણ્યું કે

કુંવરના પરાક્રમનો બદલો પૈસા આપે વળવાનો નથી. બીજી કઈ રીતે વાળવો તે તેને સૂઝયું નહિ. તેણે કુંવરને બહુ મોટી મોટી આશાઓ આપી હતી તેને માટે તે પસ્તાયો. આખરે, વિચાર કરી તેણે કુંવરને કહ્યું, તું જાણે છે કે મારે બે પુત્રી છે અને તે ઘણી સુંદર છે. બંને કન્યા બુરખા વડે શરીર ઢાંકીને બેસશે. એ બેમાંથી સુવર્ણકેશીને તું બતાવીશ તો હું તને ખુશીથી તે કન્યા પરણાવીશ. પણ તું જો રજત-કેશીને બતાવીશ તો હું તારૂં માથું કાપી નાખીશ.

આ સાંભળી કુંવર બહુ વિસ્મય પામ્યો. તેણે કહ્યું, રાજાજી, મારા પરાક્રમનો તમે આવો બદલો વાળો છો? જેવી તમારી ઇચ્છા. ઈશ્વરે ધાર્યું હશે તે થશે. હું પવિત્ર છું તો ઈશ્વર મને યારી આપશે.

એમ કહી તે ઘેર ગયો અને એ હકીકત પોતાના મિત્ર નીલવર્ણીને તેણે કહી. તેણે કહ્યું, ભાઈ, ગભરાઈશ મા. ઈશ્વર મદદ કરશે. કાલ તું રાજમહેલમાં જજે અને ત્યાં થોડી વાર બંને રાજકન્યા પાસે બેસજે. કાલ જે ભમરો તારી પાસે ગુંજન કરતો આવ્યો હતો તેજ ભમરો સુવર્ણકેશી પાસે ત્રણચાર વાર ગુંજન કરતો જશે અને તેને ઉરાડવા તે હાથ ઉંચો કરશે. આ નિશાની પરથી તું સુવર્ણકેશીને ઓળખજે.

કુંવર બીજે દહાડે રાજમહેલમાં ગયો. રાજાએ બંને કુમારિકાને બુરખો ઢાંકી બેસાડી કુંવરને કહ્યું, આ બે કન્યા-માંથી તું સુવર્ણકેશીને ઓળખી કાઢ. ખરો પડીશ તો હું તને તે રાજકન્યા પરણાવીશ ને ખોટો પડીશ તો તારૂં મસ્તક છેદી નાખીશ.



કુંવર ત્યાં બેઠો. કલાકેક થયો એટલે રાજાએ કહ્યું, કેમ,

ભાઈ, બહુ વિલંબ થયો. સુવર્ણકેશીને જલદી ઓળખી કાઢ.

કુંવર કહે, રાજાજી, થંભો. કૃપા કરી થંભો. સાંજ પહેલાં ઓળખી ન કાઢું તો મારૂં માથું કાપી નાખજો.

થોડો વખત થયો એટલે નીલવર્ણીના કહ્યા પ્રમાણે ત્યાં ભમરો ગુંગું કરતો આવ્યો ને સુવર્ણકેશીની પાસે જઈ તેના માથા પર તેણે ગુંજન કર્યું. કન્યાએ તેને દૂર કરવા હાથ ઊંચો કર્યો એટલે રાજકુમારે કહ્યું કે આ સુવર્ણકેશી છે.

રાજા તેના પર પ્રસન્ન થયો. તપાસ કરતાં તેને માલમ પડ્યું કે કુમાર રાજવંશી છે. તેણે સુવર્ણકેશીને તેની સાથે ધામધૂમથી પરણાવી અને રજતકેશીને તેના મિત્ર નીલવર્ણી સાથે પરણાવી.

માળી તરફથી સેવકોના કાવતરાની તેમને ખબર પડી એટલે તેમને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યા.

થોડે દહાડે બંને ચંપાપુરી ગયા અને ચંદ્રસિંહ તેમને જોઈને બહુ રાજી થયો. નીલવર્ણીએ પોતાની બધી હકીકત રાજાને કહી સંભળાવી.

---

# पाठ २७मो

## बलिवामनसंवाद

### राग गोडी

कर जोडी पूछे बलि, ऋषि वामन रे;
हवे कहो जथारथ वात, कीधो मुने पावन रे. १
कवण इच्छाथी पधारीआ, ऋषि वामन रे;
कहो अम सरखुं कांइ काम, कीधो मुने पावन रे. २

वामन वळतुं बोलिया, सुण राय रे;
अमोए जाण्यो तने उदार, जाण्यो महिमाय रे. ३
तारी जोड मळे बीजो नहीं, सुण राय रे;
जोतां त्रण ब्रह्मांड, जाण्यो महिमाय रे. ४
मारो निवास आखा जगतमां, सुण राय रे;
ब्रह्मचारीने शुं धाम, जाण्यो महिमाय रे. ५
ब्रह्मकुल छे माहेरुं, सुण राय रे;
मारुं वामनजी छे नाम, जाण्यो महिमाय रे. ६
मातापिता जाणता नथी, सुण राय रे;
लघु वये पाम्या नाश, जाण्यो महिमाय रे. ७
वळता श्रीप्रभु बोलिया, सुण राय रे;
मारे जोइए भोमी त्रण डग, जाण्यो महिमाय रे. ८
दातार तुं जाणीने आवियो, सुण राय रे;
कांइ जाचवा तारी पास, जाण्यो महिमाय रे. ९

वलण

तारी पास आव्यो जाचवा, जाणी महादाता तुज रे;
प्रताप तारो शुं वखाणुं, असुर कुळना सुरज रे. १०

प्रेमानंद

# પાઠ ૨૮મો

## ઘુવડ



આપણા દેશમાં ઘણા લોકો કોઈ શુભ કામ કરવાને અવસરે ઘરમાંથી બહાર નીકળતાં શુકન જુએ છે. નિશાળે ભણવા જતાં છોકરાં, કપાળે ચાંલ્લો કીધો હોય એવી સૌભાગ્યવતી સ્ત્રી, કે ગાય સામી આવે તો તે સારો શુકન મનાય છે. વિધવા સ્ત્રી સામી આવે તો તે અપશુકન ગણાય છે. ઘુવડ એ અપશુકનીઉં પક્ષી મનાય છે.

પ્રાચીન સમયમાં ગ્રીક અને રોમન લોકો પણ શુકન જોઈ શુભ કે મોટું કામ કરતા. રોમન સરકારે એવું કામ કરવા માટે અધિકારીઓ નીમ્યા હતા. તેઓ આકાશના ગ્રહોની ગતિ ને પક્ષીઓની કીકીઆરી ને ઊડવું જોઈ શુકન–અપશુકન કહેતા હતા.

બધી પ્રજા ઘુવડને અપશુકનીઉં ગણે છે. છાપરા પર ઘુવડને ઘુઘુ બોલતું સાંભળીએ છીએ તો આપણે તેને અપશુકન સમજીએ છીએ. 'ઘુઘુ' એમ બોલે છે તેથી એ પક્ષીનું ઘુવડ નામ પડ્યું છે.

શુકન–અપશુકન જોવા એ વહેમ છે. એથી બનવાનો બનાવ મિથ્યા થતો નથી કે ફેરવાતો નથી. કોઈ વાર કાગનું બેસવું ને તાડનું પડવું એની પેઠે બે વસ્તુ આકસ્મિક કારણ-થી સાથે બને તો મનુષ્યના મનમાં અમુક વહેમ ભરાઈ જાય છે. પરંતુ એવા વહેમ રાખવાથી કંઈ લાભ થતો નથી.

ઘુવડ પક્ષી અપશુકનીઉં ગણાય છે તેનું કારણ એવું સમજાય છે કે એ પક્ષી દિવસે જોવામાં આવતું નથી; રાત્રેજ જોવામાં આવે છે; અને એ વિકરાળ ને બેડોળ સ્વરૂપનું છે.

ઘુવડની આંખ બિલાડીની આંખને મળતી છે. તે મોટી હોવાથી પ્રકાશનાં ઘણાં કિરણ ગ્રહણ કરી શકે છે, તેથી દિવસે તેનાથી તેજ ખમાતું નથી. સંધ્યાકાળે ને રાત્રેજ તે જોઈ શકે છે.

શિકારી પશુની માફક તે રાત્રે શિકાર કરવા નીકળે છે. ઉંદર, કોળ, જંતુ, માછલાં, એ તેના શિકાર છે. તે શિકારને પોતાના પંજામાં પકડે છે અને મજબૂત ચાંચ વડે તેને ફાડી નાખે છે. તેના કાન એવા ચપળ હોય છે કે ચીંચીં કરતા

ઉંદરને તે દૂરથી સાંભળી શકે છે. તેના માથામાં બે બખોલ હોય છે, તે તેને સાંભળવામાં મદદ કરે છે. તેના કાન લાંબા હોય છે, પણ તે પીંછાંવાળા ઢાંકણથી ઢંકાએલા હોય છે. તેને ધ્યાનથી સાંભળવું હોય છે ત્યારે તે એ ઢાંકણ ઊંચું કરે છે.

ઘુવડની પાંખો એવી હોય છે કે તે ઊડતાં અવાજ કરતી નથી. તે ઊંચું ઊડી જમીન પર ફરતો પોતાનો શિકાર જુએ છે. પછી તક સાધી તે પર તલપ મારી તેનો નાશ કરે છે.

ઘુવડ શિકારનું માંસ ખાઈ તેના હાડકાં નાખી દે છે. આથી તેના માળા આગળ ઘણાં હાડકાં નજરે પડે છે.

ઘુવડનું શરીર ટૂંકું પણ મજબૂત હોય છે. ઘણી જાતનાં ઘુવડ થાય છે, તેમના કદમાં તેમજ આકારમાં ફેરફાર હોય છે. ઘુવડનું શરીર સુંવાળાં પીંછાંથી ઢંકાએલું હોય છે. કેટલાંક ઘુવડનાં માથાં પર પીંછાં હોય છે, તે શીંગડાં જેવાં દેખાય છે. કેટલાંકને પગે પુષ્કળ પીંછાં હોય છે.

આવું અપશુકનીઉં, દિવસે આંધળું, શિકારી પક્ષી પ્રભુએ શા માટે સર્જ્યું હશે એમ તમને સહજ વિચાર આવશે. પરંતુ કુદરતની બલિહારી છે. કોઈ પણ વસ્તુ તદ્દન નકામી નથી. વીંછીનું ઝેર ને સાપની કાંચળી પણ ઓસડના કામમાં આવે છે. ઘુવડ પક્ષી ઉંદર, કોળ, ને જંતુનો નાશ કરી ખેતરનો પાક બચાવે છે. આથી ખેડુતને તે બહુ ઉપકારક થઈ પડે છે.

કેટલાક પુરુષો ઘુવડની મદદથી પક્ષીઓને પકડે છે. તેઓ ઝાડની ડાળીને ચીકણો પદાર્થ ચોપડે છે અને તે ડાળીની સાથે ઘુવડનો પગ બાંધે છે, એટલે તેનાથી ઊડી શકાતું નથી. પક્ષીઓ ઘુવડને શત્રુ સમજે છે; કેમકે તે

તેમનો શિકાર કરે છે. જ્યારે તે ઊડી શકતું નથી એમ તેમને લાગે છે ત્યારે તેમની મોટી સંખ્યા તેની પાસે આવી તેને ચંચુપ્રહાર કરવા મંડી પડે છે; એટલામાં ખેતરનો માલીક ત્યાં આવી પક્ષીઓને પકડી પાંજરામાં પૂરી દે છે.

---

## પાઠ ૨૯મો

### દીવાદાંડી, ભાગ ૧લો



એક દહાડો સાંજે નવનીત અને તેની નાની બેન ચંદ્રકળા

મુંબઈમાં ચોપાટી પર ફરવા ગયાં હતાં. તેઓ એક પાટલી પર બેઠાં બેઠાં દરિયાની શોભા જોતાં હતાં, એટલામાં ચંદ્રકળાની નજર થોડી થોડી વાર રહીને ઝબકતા એક દૂરના ઊંચા દીવા તરફ ગઈ. તેણે મોટા ભાઈને પૂછ્યું, ભાઈ, આ દીવો શેનો છે ? અહિં દરિયામાં એ શા માટે કર્યો છે ?

નવનીત—બેન, આપણા શહેરમાં અંધારી રાત્રે બિલકુલ દીવા ન કર્યા હોય તો ચાલતાં ચાલતાં માણસો અથડાય અને તેમને રસ્તો સૂઝે નહિ, તેમ દરિયામાં તું જુએ છે એવા દીવા ન હોય તો વહાણો ને આગબોટો ખરાબા સાથે અથડાય અને તેથી ભારે નુકસાન થાય.

ચંદ્રકળા—ત્યારે શું આવા દીવા દરિયામાં ઠેકાણે ઠેકાણે કર્યા હશે ? અંધારી રાતે તારાને અજવાળે વહાણવટીઓને દરિયામાં માર્ગ ન સૂઝે ?

નવનીત—બેન ! વહાણવટીઓ પાસે દરિયાના નકશા હોય છે અને એક હોકાયંત્ર હોય છે તેની મદદથી તેઓ જે દિશાએ જવું હોય તે દિશાએ વહાણ હંકારી શકે છે. પરંતુ આવા દીવા ખાસ કારણસર મૂકેલા હોય છે. દરિયામાં કેટલેક ઠેકાણે ખડક હોય છે; કેટલેક ઠેકાણે ખરાબા હોય છે; કેટલેક ઠેકાણે બેટ હોય છે. એવે સ્થળે એક મિનારા જેવો થાંભલો બાંધવામાં આવે છે ને તેમાં દીવો સળગાવવામાં આવે છે. એને દીવાદાંડી કહે છે. ગામડાના લોકો એને કંડીલિયું કહે છે. આવી ગોઠવણ ન કરી હોય તો દરિયામાં નિર્ભય રીતે વહાણ કે આગબોટ હંકારી શકાય નહિ.

ચંદ્રકળા—ભાઈ ! દીવાદાંડીની યોજના તો ઘણી સારી

છે. જેમને દરિયામાર્ગે મુસાફરી કરવી હોય તેમને તો, ખરેખર, એ આશીર્વાદરૂપ છે.

નવનીત—હા, અને દરિયામાર્ગે કંઈ થોડો વેપાર ચાલે છે? મુંબઈ શહેરમાં એ રસ્તે કેટલો બધો વેપાર ધીકી રહ્યો છે! માણસની ને માલની આગબોટો કેટલી બધી જાઆવ કરે છે! તેં આપણે ત્યાંની ગોદી જોઈ છે કેની? તેમાં કેટલી બધી આગબોટો હોય છે!

ચંદ્રકળા—ભાઈ! દીવાદાંડીની અગત્ય વિષે તો હું સમજી. એ કેવા દીવા હોય છે, તે કેટલે દૂરથી જણાય છે, અને તે દીવા સળગાવવાની શી ગોઠવણ હોય છે, તે વિષે મને કહો.

નવનીત—બેન, હું તને દીવાદાંડી વિષે બધું જાણવા જેવું ટૂંકામાં કાલે કહીશ.

---

# પાઠ ૩૦મો

## દીવાદાંડી, ભાગ રજો

નવનીત—બેન, સાંભળ. દીવાદાંડીઓ ખડકો, ભૂશિરો, રેતીના કિનારાઓ, ખરાબાઓ, અને બારાં પર બાંધવામાં આવે છે. આથી નાવિકોને ભયનાં ઠેકાણાંની તેમજ બારાંની ખબર પડે છે. આ પ્રમાણે જુદી જુદી દીવાદાંડીના જુદા જુદા હેતુ હોય છે.

ચંદ્રકળા—ભાઈ, ત્યારે બધીમાં દીવા પણ સરખા નહિ હોય.

નવનીત—ખરી વાત, બેન, બધા દીવા સરખા હોતા નથી. કેટલાક ૨૦ માઇલ કરતાં વધારે દૂરથી દેખાય છે;

કેટલાક પાંચેક માઇલથીજ જણાય છે. કેટલાક સ્થિર હોય છે; કેટલાક ફરતા હોય છે. કેટલાક ચળકતા ગ્રહ જેવો સ્થિર પ્રકાશ આપે છે. કેટલાક વીજળીના ચમકારાની પેઠે ઝબકતા દેખાય છે, તેથી દરિયા પર ઝગઝગાટ થઈ થોડી વારમાં અંધારૂં થઈ જાય છે. કેટલાક દીવા ફર્યાજ કરે છે. કેટલાક થોડો વખત પ્રકાશે છે; પછી થોડો વખત પ્રકાશતા રહી જાય છે. કેટલાક, લાલ, લીલા, ને આસમાની રંગના હોય છે. આમ દીવાઓના ભિન્ન ભિન્ન પ્રકારથી નાવિકો તેને સહેલથી ઓળખી શકે છે. બધા દીવા સરખા હોય તો પોતે ક્યાં આવ્યા છે, બંદર પાસે કે ખડક પાસે, એમાંનું કંઈ નાવિકોને સૂઝે નહિ.

અસલના વખતમાં ભૂશિરો પર દેવતા સળગાવવામાં આવતો. પછી આવી દીવાદાંડી બંધાઈ.

દીવાદાંડી એક મિનારા જેવી ઊંચી હોય છે. એ તળીએથી પહોળી હોય છે ને ઉપર જતાં જતાં સાંકડી થાય છે. કેટલીકનો પાયો ખડકમાંથી ખોદીને કર્યો હોય છે. એ લગભગ ૩૦ ફૂટ સુધી મજબૂત ચણેલો હોય છે. એમાં એક ઉપર એક ઓરડા બાંધેલા હોય છે, તેમાં જરૂરનો સામાન રાખવામાં આવે છે. છેક ઉપલા ખંડમાં મોટું ફાનસ સળગાવવામાં આવે છે. એ ફાનસમાં ઘણે ભાગે તેલનો દીવો રાખવામાં આવે છે. શહેરની પાસેની દીવાદાંડીમાં ગ્યાસના કે વીજળીના દીવાની ગોઠવણ હોય છે.

દીવાદાંડીમાં ત્રણ માણસ રહે છે; તેમને રહેવાને ઓરડો હોય છે. એક માણસ દહાડો ને રાત તપાસ રાખે છે. કોઈ

વહાણુ જોખમમાં જણાય તો તે ડૂબતાં માણુસોને બચાવવાની હોડી માટે તાર કરે છે.

કેટલીક દીવાદાંડીનાં ફાનસ આસરે ૧૫ ફૂટ ઊંચાં હોય છે. કેટલીકનું અજવાળું પંદરસત્તર માઇલ સુધી પડે છે. કેટલીકમાં એક ઓરડામાં ઘડીઆળ હોય છે, તેમાં એવી યોજના હોય છે કે તેથી ફાનસ ફરે છે ને દીવો ઝબકતો થાય છે. એક ઓરડામાં દીવાનાં સાહિત્ય હોય છે.

---

# પાઠ ૩૧મો

## સ્વદેશરક્ષક કુમારિકા, ભાગ ૧લો

ચૌદમા ને પંદરમા સૈકામાં ઇંગ્લંડ ને ફ્રાન્સ વચ્ચે લડાઈ ચાલ્યા કરતી હતી. તેમાં પંદરમા સૈકામાં એક એવો અણીનો વખત આવ્યો હતો કે તે સમયે અંગ્રેજ લોકો વિજયી થયા હોત તો ફ્રાન્સનું રાજ્ય તેમના કબજામાં આવ્યું હોત. તેમ થયું હોત તો ફ્રાન્સનું રાજ્ય ઇંગ્લંડના રાજ્ય કરતાં મોટું હોવાથી ઇંગ્લંડ ફ્રાન્સના રાજ્યનો એક પેટા ભાગ થયું હોત અને ઇતિહાસનો માર્ગ તદ્દન બદલાઈ ગયો હોત. ફ્રાન્સમાં આવેલા ઑર્લિઅન્સ શહેરનો ઘેરો ઇતિહાસનું સ્વરૂપ બદલી નાખે એવો એક બનાવ હતો. અંગ્રેજોને એ ઘેરો એક ફ્રેંચ કુમારિકાના પરાક્રમથી ઉઠાવવો પડ્યો. એ સ્વદેશરક્ષક, શૂરી કુમારિકા કોણુ હતી ?

એ કુમારિકા જોન ડી આર્ક હતી. ઇતિહાસમાં તે ઑર્લિઅન્સની કુમારિકા તરીકે પ્રસિદ્ધ થઈ છે. તે મ્યૂઝ નદીને

કિનારે આવેલા ડોમ્રેમિ ગામમાં ઇ. સ. ૧૪૧૦–૧૧માં જન્મી હતી. તેનાં માબાપ ગરીબ પણ પ્રામાણિક ખેડુત હતાં. એ



પ્રદેશના લોકો સાદાઈ પણ ધર્મિષ્ઠતા માટે પ્રસિદ્ધ હતા, તેમજ તે જમાનામાં ચાલતા વહેમોને તેઓ વશ હતા. તે

કુમારિકા સાદી, સદ્‌ગુણી, અને ધર્મિષ્ઠ હતી. તેને કુદરત પર ઘણો પ્રેમ હતો. પ્રાણી ને પક્ષી જોઈ તે બહુ રાજી થતી હતી. માની પાસે બેસી તે કાંતતી ને સીવતી. ગરીબ ને માંદાંને મદદ કરવામાં તેને બહુ આનંદ લાગતો; અને દેવળના ઘંટ સાંભળી તે અત્યંત ખુશ થઈ ગાંડી જેવી થઈ જતી.

તે વખત ફ્રાન્સ ભયંકર સ્થિતિમાં હતું. ઘણાં યુદ્ધોમાં અંગ્રેજોએ ફ્રેન્ચોને હરાવ્યા હતા અને તેઓ પૅરિસમાં દાખલ થયા હતા. તેમણે ઑર્લિઅન્સને ઘેરો ઘાલ્યો હતો.

ફ્રાન્સના રાજા ૭મા ચાર્લ્સની સ્થિતિ ખરેખરી દયાજનક હતી. તેના અમીરોએ તેને તજી દીધો હતો. બર્ગંડિ નામના મોટા પ્રાંતનો અધીશ અંગ્રેજ લોકોના પક્ષમાં હતો. બીજા અમીરો સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરતા હતા. આવી સ્થિતિમાં રાજાની પાસે લશ્કર નિભાવવાના પૈસા ક્યાંથી હોય ? તમામ મુલક પરાધીન સ્થિતિમાં સપડાઈ ગએલો હતો.

પરંતુ આવે કટાકટીને સમયે દેશનું રક્ષણ કરવા દેશને ખૂણે આવેલા એક ગામડાની કુમારિકા બહાર પડી. તે સમયે લોકોમાં એક એવી ભવિષ્યવાણી પ્રસરેલી હતી કે એક કુમારિકા દેશને શત્રુના હાથમાંથી છોડાવશે. આ વાણીની અસર આ કુમારિકાના મન પર થએલી જણાઇ. તેના કહ્યા પ્રમાણે પ્રથમ તેને દેવવાણી સંભળાઈ ત્યારે તેની વય ૧૩ વર્ષની હતી. તે વર્ણવે છે કે મેં એક મોટો પ્રકાશ જોયો ને એક દિવ્ય વાણી સાંભળી કે તું પવિત્ર અને ભલી થા; પ્રભુ તને મદદ કરશે. જવાબમાં તે કુમારિકાએ હમેશ કુંવારી રહેવાની પ્રતિજ્ઞા લીધી. ત્યાર પછી તેણે વારંવાર દિવ્ય વાણીઓ

સાંભળી કે તું તારી જન્મભૂમિમાંથી બહાર નીકળ, હથિયાર બાંધી સજ્જ થા, શત્રુને હાંકી કાઢ, અને રાજાને રીમ્સ શહેરમાં રાજ્યાભિષેક કર. તેણે કહ્યું, હું બાળ કુમારિકા છું. મને ઘોડે બેસતાં કે લડતાં આવડતું નથી. લશ્કરને કેમ દોરવવું તે હું જાણતી નથી. જવાબમાં ફરી દેવવાણી થઈ કે પ્રભુ દયાળુ છે. તે તને મદદ કરશે.

---

# પાઠ ૩૨મો

## સ્વદેશરક્ષક કુમારિકા, ભાગ ૨જો

કદી પણ જોવામાં કે સાંભળવામાં આવ્યું ન હોય તેનું ચિત્ર કલ્પનાશકિત મન આગળ ખડું કરે છે. એ શકિત પ્રબળ થાય છે ત્યારે તેના બળથી મનુષ્ય જે જુએ છે કે સાંભળે છે તે તેને સત્યજ લાગે છે. આ કુમારિકાને પણ તેજ પ્રમાણે થયું.

પ્રથમ તો તેનું કહ્યું કોઈએ માન્યું નહિ; પણ વખત જતાં તેના કહેવા પર લોકોને વિશ્વાસ બેસવા માંડ્યો. બે ગૃહસ્થોએ તેને રાજા પાસે લઈ જવાનું વચન આપ્યું. તેને માટે તેમણે એક ઘોડો ખરીદ્યો અને તેની ઇચ્છા પ્રમાણે તેને પુરુષનો પોશાક તેમજ ઉપયોગી સાહિત્ય પૂરાં પાડ્યાં. પછી તેઓ તેને રાજા પાસે લઈ ગયા.

કુમારિકાની ઉમર હવે અઢાર વર્ષની હતી. ગામડાની ખુલ્લી હવાથી તે હૃષ્ટપુષ્ટ હતી. તે સવારથી સાંજ સુધી અન્ન ને પાણી લીધા વિના ઘોડા પર સવાર થઈ શકતી હતી. તેણે માથાથી પગ સુધી સફેદ કવચ પહેર્યું હ

અને તેના માથા પર સફેદ ધ્વજા ઊડતી હતી. આથી તે ખરેખરી દિવ્ય મૂર્તિ જણાતી હતી.

રાજાએ તેને ધર્મસભાને સ્વાધીન કરી અને તેની પાસે તપાસ કરાવી કે તેનામાં જાદુકળા તો નથી કે તે ડાકેણ-પ્રેરિત કે ભૂતપ્રેરિત તો નથી. પરંતુ તે કુમારિકાનું જીવન એવું પવિત્ર હતું કે ધર્મસભાને તેનામાં જાદુકપટની છાયા પણ માલમ પડી નહિ. ધર્માધ્યક્ષો તેના પર એવો આરોપ મૂકતા કે તેને ભૂત વળગ્યું છે, પણ ધર્મસભાને તેમ લાગ્યું નહિ. તેને વારંવાર ચમત્કાર કરવાનું કહેવામાં આવતું ત્યારે તે એટલોજ જવાબ દેતી કે "મને ઑલિઅન્સમાં લઈ જશો એટલે તમે જોશો. શત્રુઓને ઘેરો ઉપાડવો પડશે અને હું રાજાને રીમ્સમાં રાજ્યાભિષેક કરીશ."

આખરે, રાજાએ જોન ડી આર્કને લશ્કર સાથે ઑલિઅન્સ મોકલી. કુમારિકાનાં આત્મબળ ને શ્રદ્ધાથી ફ્રેંચ લશ્કર પ્રોત્સાહિત થયું. તેને વિજય મેળવવાની ખાતરી થઈ. એથી ઉલટું, કુમારિકાની વાત સાંભળી અંગ્રેજ લશ્કર હિંમત હારી ગયું. અત્યાર સુધી બધાં યુદ્ધોમાં અંગ્રેજો વિજયી થયા હતા અને ફ્રેંચો પરાજય પામ્યા હતા. આ વખત અંગ્રેજોને આત્મબળની શ્રદ્ધા જતી રહી. વિજય મેળવવાની તેમને આશા રહી નહિ.

બહાદુર કુમારિકાએ સૈન્યને મોખરે રહી અંગ્રેજ ફોજ પર હુમલો કર્યો અને અંગ્રેજોને ત્યાંથી ઘેરો ઉઠાડી લેવાની જરૂર પાડી. તે એટલેથીજ સંતુષ્ટ થઈ નહિ. પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તેણે ચાર્લ્સને રીમ્સ લઈ જઈ રાજ્યાભિષેક કર્યો.

આત્મબળ શું કરી શકતું નથી ? તેનો પ્રભાવ અલૌકિક છે. આત્મબળ વડે મનુષ્ય અન્યને સ્વાધીન કરે છે અને તેની પાસે ધારે છે તે કરાવે છે.

---

# પાઠ ૩૩મો

## સ્વદેશરક્ષક કુમારિકા, ભાગ ૩જો

જે કાર્ય કરવાની ઈશ્વર તરફથી પ્રેરણા થએલી તે કુમારિકા માનતી હતી તે કાર્ય તેણે પરિસમાપ્ત કર્યું, એટલે તે પોતાને ગામ જવા તૈયાર થઈ. પણ રાજાને તેના બળનો લોભ લાગ્યો, તેથી તેણે તેને તેમ કરવા દીધું નહિ. તેને લશ્કરમાં જારી રાખવાનો હુકમ કરવામાં આવ્યો. પણ હવે તેને આત્મબળમાં શ્રદ્ધા રહી નહોતી. તેણે યુદ્ધમાં ભાગ લીધો; પરંતુ તેનું પરિણામ અગાઉ જેવું નિશ્ચિત આવ્યું નહિ.

બર્ગંડિનો અધીશ અંગ્રેજ લોકોના પક્ષમાં હતો. અંગ્રેજના ને તે અધીશના લશ્કરે એક શહેરને ઘેરો ઘાલ્યો, તેને છોડવવા જોન ડી આર્ક લશ્કર લઈને ગઈ. તે બહાદુરીથી લડી, પણ તે બર્ગંડિના અધીશના હાથમાં સપડાઈ અને તેણે તેને અંગ્રેજ લોકોને સ્વાધીન કરી.

અંગ્રેજ લોકોએ તેને ડાકેણ માની હતી. તેના વિજયને તેઓ સેતાનનો વિજય સમજ્યા હતા. તે કુમારિકાને એક વર્ષ કેદમાં નાખ્યા પછી તેના પર રાજદ્રોહનો આરોપ મૂકી કામ ચલાવવા તેને ધર્મસભાને સોંપી દેવામાં આવી.

તેનો મુકર્દમો ઘણો લાંબો વખત ચાલ્યો અને તે દર્મિ-યાન તેને ઘણો ત્રાસ આપવામાં આવ્યો. તેને ગુંચવણભરેલા

સવાલો પૂછી ફસાવવા માટે દરેક યુક્તિપ્રયુક્તિનો ઉપયોગ કરવામાં આવ્યો. પણ તે સરળ હૃદયની સાધ્વી કુમારિકા જલદી ફસાય એવી નહોતી. ન્યાયાધીશે પૂછ્યું, તું એમ માને છે કે તારૂં મન શાંત છે? તેણે ઉત્તર આપ્યો કે હું શાંત નહિ હોઉં તો ઈશ્વર મને શાંત કરશે. તે ઘણી વાર ફરિયાદ કરતી કે અરેરે! તમે મારી વિરુદ્ધનો પુરાવો તમામ લખી લો છો, પણ મારા પક્ષના પુરાવાની બિલકુલ નોંધ લેતા નથી.

ધર્માધ્યક્ષની નજરે તેણે પુરુષનો પોશાક સજ્યો હતો તે એક ગુનો હતો. પરંતુ તે તેણે પોતાનું શિયળ સાચવવા પહેર્યો હતો. તેણે એક વખત એ પોશાક કાઢી નાખી સ્ત્રીનો પોશાક ધારણ કર્યો હતો, પણ પોતાનું અપમાન થતું અટકાવવા તેને પાછો પુરુષનો પોશાક સ્વીકારવો પડ્યો હતો.

ધર્મસભાએ એવો ઠરાવ કર્યો કે આ સ્ત્રીને સેતાન વળગ્યો છે અને તેને તે પ્રમાણે સજા થવી જોઈએ. તે સમયે એવો રિવાજ હતો કે જેને સેતાન વળગ્યો હોય એવી ડાકેણોને અને જાદુગરોને જીવતાં બાળી મૂકવાં. આ પ્રમાણે આ કુમારિકાને જીવતી બાળી મૂકવામાં આવી.

અજાએબ જેવી વાત એ છે કે જે કુમારિકાએ ચાર્લ્સને રાજ્યાભિષેક કર્યો તે કુમારિકાના રક્ષણને માટે રાજાએ કોઈ પણ ઉપાય યોજ્યા નહિ.

પરંતુ ફ્રેંચ લોકો આ બહાદુર, સાધ્વી કુમારિકાને ભૂલી ગયા નથી. રૂઅન શહેરમાં જે સ્થળે તેને બાળી મૂકવામાં આવી તે સ્થળે તેના સ્મારક તરીકે એક પૂતળું ઊભું કરવામાં

આવ્યું છે. અન્ય સ્થળે પણ તેનાં સ્મારકો થયાં છે. ફ્રેંચ સિપાઈઓ હજી પણ તેના પ્રતિ પૂજ્યભાવ દર્શાવે છે. ડોમ્રેમિમાંથી લશ્કરી ટૂકડી પસાર થાય છે ત્યારે સિપાઈઓ હમેશ તેની જન્મભૂમિ પ્રતિ માન ખાતર ઊભા રહી હથિયાર ઊંચાં કરે છે.

આ રિવાજ આટલો બધો લાંબો વખત જારી રહ્યો છે એ શું સૂચવે છે ? એ એટલુંજ સૂચવે છે કે ફ્રેંચ પ્રજા ગુણની કદર કરનારી પ્રજા છે.

ધન્ય છે એ કુમારિકાને. એણે સ્વદેશના રક્ષણની ખાતર પોતાનો પ્રાણત્યાગ કર્યો.

ચૌદમા ને પંદરમા સૈકામાં યુરોપની પ્રજા કેવી અસંસ્કારી હતી ! તે જમાનામાં વહેમનું કેટલું બળ હતું ! જે કુમારિકાએ ધાર્મિક વૃત્તિથી સંપાદન કરેલા મનોબળથી પ્રભુ પર રાખેલી શ્રદ્ધાની શક્તિથી ધારેલું કાર્ય પાર ઉતાર્યું, તે કુમારિકા શત્રુના હાથમાં સપડાઈ ત્યારે તેના પર સેતાન સાથે સંબંધ રાખે છે એવો આરોપ મૂકી તેને જીવતી બાળી મૂકવામાં આવી. આ વહેમનું કેટલું બળ !

---

## पाठ ३४मो

### मामेरुं

राग धनाश्री

खोखले पंडे पत्रज आप्युं, मेहेताजीने हाथ जी;
वधामणी कागळमां वांची, समर्या वैकुंठनाथ जी.
मामेरुं पुत्रीने करवुं, घरमां नथी खोटो दाम जी;

त्रिकमजी त्रेवडमां रहेजो, द्रव्यतणुं छे काम जी.
भोजन करावी दक्षणा आपी, महेतो लाग्या पाय जी;
मोसाळुं लेइ अमो आवीशुं, पंड्यो कीधो विदाय जी.
नरसै मेहेते घेर तेडाव्या, सगा ते वैष्णव संत जी;
मोसाळुं लेइ आपणे जावुं, छे कुंवरबाइनुं सीमन्त जी.
जूनी वेल्य ने धूंसरी वांकी, सांगी सोटा भांगी जी;
कोना तळावा ने कोनि पिंजणियो, बळद आण्या बे मागी जी.
मेहेताजी मामेरे चाल्या, समर्या श्रीजगदीश जी;
त्रण सखीओ संघाते चाली, वेरागी दश वीश जी.
संपुट त्रांबानी दाबडीनो, तेमां बाळ मुकुंद जी;
कंठ हार करीने राख्या, दामोदर नंदनंदजी.
वेल्यनी पूंठे कोथळो बांध्यो, मांहि भर्यां वाजित्र जी;
गांठडी एक गोपीचंदननी, तुलसी काष्ठ पवित्र जी.
मोसाळानी सामग्रीमां, तिलक ने तुलसीमाळ जी;
नरसैयाने निर्भय छे जे, भोगावशे गोपाळ जी.
बळहीणा बळदो शुं हींडे, ठेले वैष्णव साथ जी;
सोर पाडे ने ढाळ चढावे, जे जे वैकुंठनाथ जी.
एक बळद गळियो थइ बेसे, आखलो ताणी जाय जी;
पड्याने पुंछ ग्रही उठाडे, कौतुक कोटी थाय जी.
साले साल जूजवां दीसे, रथतणा बहु वक्र जी.
सांगीनो बहु शब्दज ऊठे, चूचवे छे बहु चक्र जी.
चडे बेसे ने वळि ऊतरे, ले रामकृष्णनुं नाम जी.

મધ્યાહ્ને મેહેતોજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામ જી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરના લોક જી;
કોડ પોહોતાં કુંવર વહુનાં, મામેરું છે રોક જી.

વલણ

રોક મામેરું મેહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવનિ વસાત રે,
એકેકી માળા આપશે તો, પેહેરશે નાગરી ન્યાત રે.

પ્રેમાનંદ

---

## પાઠ ૩૫ મો

### શાહમૃગ



ઉપલું ચિત્ર પક્ષીનું છે તે તમે સહજ કહી શકશો. પણ એ પક્ષી છે છતાં ઊડી શકતું નથી. એનું શું કારણ? એનું કારણ એ છે કે એના શરીરના વજનના પ્રમાણમાં એની

પાંખો નાની છે. એ પક્ષીનું નામ શાહમૃગ છે. એ ઊડી શકતું નથી, પણ દોડી જલદી શકે છે.

એ મોટાંમાં મોટું પક્ષી છે. કેટલાંક શાહમૃગ સુમારે આઠ ફૂટ ઊંચાં હોય છે.

શાહમૃગના શરીરના પ્રમાણમાં એનું માથું બહુ નાના કદનું હોય છે. એની આંખ મોટી હોય છે અને મોટી પાંપણથી સુરક્ષિત હોય છે તેથી વંટોળીઆને વખતે રેતી એની આંખને હરકત કરી શકતી નથી. શાહમૃગ મુખ્યત્વે આફ્રિકાનું પક્ષી છે ને રેતી ત્યાં ઊડે તે વખતે એની આંખને આમ કુદરતે ઠીક રક્ષિત રાખી છે.

શાહમૃગની ચાંચ મજબૂત ને ચપટી હોય છે. એની ગરદન ઘણી લાંબી ને વાંકવાળી હોય છે, તેથી એ પક્ષી દેખાવમાં રોનકદાર જણાય છે. એની છાતીના હાડકા પર માંસલ ગાદી હોય છે. શાહમૃગ બેસે છે ત્યારે એ એના પર પોતાને ટેકવે છે.

શાહમૃગના પગ લાંબા ને પાતળા હોય છે તેથી એ દોડવામાં બહુ ફાવી શકે છે. એ સીધું દોડે તો ભાગ્યેજ પકડી શકાય છે. પણ એ વાંકુંચુકું દોડે છે તેથી એ પકડી શકાય છે. એ દોડે છે ત્યારે એકેક પગલું બારેક ફૂટ સુધીનું લઈ શકે છે ને ઝડપમાં ઝડપ દોડતા ઘોડાથી પણ એ વધારે જલદીથી નાસે છે. એ એટલું જલદી દોડે છે કે બેત્રણ દિવસ ઘોડો એની પાછળ દોડે ત્યારેજ એ પકડાય છે અને તે પણ એ થાકે છે ત્યારે.

એ ઘણું બીકણ પંખી છે. એને પકડવું હોય છે ત્યારે

કેટલીક વાર એનું ચામડું ઓઢી શિકારી યુક્તિથી એની નજીક જાય છે ને પછી તીરથી એનો શિકાર કરે છે. કેટલીક વાર શાહમૃગ કોઈ ઝરા કે ખાબોચીઆમાં પાણી પીએ છે ત્યારે તરત પકડાઈ જાય છે; કારણ કે પાણી પીધા પછી તે દોડી શકતું નથી ને તે પીએ છે ત્યારે ખૂબ પાણી પીએ છે.

એને પકડવાનું કામ અઘરૂં છે; પણ એ પકડાયા પછી ઇજા કરતું નથી. નાની ઉમરનાં શાહમૃગ પકડાય છે ત્યારે તે પોતાની પીઠ પર છોકરાંઓને સવાર થવા દે છે.

નર શાહમૃગ માદા કરતાં વધારે મોટો હોય છે. નરનાં પીંછાં સફેદ હોય છે. માદાનાં પીંછાંમાં રાખોડી છાંટ હોય છે. નર શાહમૃગનાં પીંછાં ઘણાં મોઘાં હોય છે.

શાહમૃગનાં પીંછાં એટલાં બધાં કીમતી ગણાય છે કે એ પીંછાંની ખાતર એ પંખીને ખાસ પાળવા ને ઉછેરવામાં આવે છે. આલ્જીરિયા, ઇજિપ્ત, ઑસ્ટ્રેલિઆ, ને કૅલિફૉર્નિઓમાં તેને ઉછેરવા માટે ખાસ ખેતરો બનાવવામાં આવ્યાં છે, તેથી તે આફ્રિકા ઉપરાંત તે સ્થળોએ પણ થાય છે.

શાહમૃગ નવ માસનાં થાય છે ત્યારથી તેનાં પીંછાં ઉતારવામાં આવે છે. દર આઠ મહીને તે કાપવામાં આવે છે ને દર વખત દર પંખીએ વીસથી ચાળીસ પીંછાં કાપી લેવામાં આવે છે. એ પીંછાં ત્રણ વર્ષની ઉમરનાં શાહમૃગમાં પૂરેપૂરાં સારાં હોય છે. પીંછાં જોખીને વેચવામાં આવે છે. દર રતલ વજને તેના વધારેમાં વધારે ૪૦ પાઉંડ સુધી

ઉપજી શકે છે. આ પરથી તે કેટલાં કીમતી ગણાય છે તેનો ખ્યાલ આવશે.

શાહમૃગ દર વખત સુમારે દસ ઈંડાં મૂકે છે ને તે તે રેતીમાં મૂકે છે.

શાહમૃગ ઘણુંખરૂં લીલોતરી ખાય છે. એ નાના જંતુ ને ઝીણાં બી પણ ખાય છે. કોઈ પણ ખાસ પદાર્થ એ નથી ખાતું એમ નથી. પત્થરને પણ એ ગળી જાય છે; કેમકે પત્થર એને પાચનક્રિયામાં મદદરૂપ થાય છે. પેટમાંના ખોરાકની સાથે તે ઘસાય છે ને ખોરાકના કકડા કરે છે. ઈંટના કકડા, નાના ચપ્પુ, ને લાકડાની ઝીણી ચીપો પણ તેવાજ હેતુથી આ પક્ષી ગળી જાય છે.

---

# પાઠ ૩૯મો

## આરબ લોકો

આરબ લોકો અરબસ્તાનના વતની છે. સીરિઆ ને મેસોપોટેમિઆમાં તેમની ઘણી વસ્તી છે.

અરબસ્તાનનો મધ્ય પ્રદેશ મોટું રેતીનું રણ છે. એ રણમાં બહુ દૂર કોઈ કોઈ પ્રદેશમાં પાણીના ઝરા હોય છે, તેની પાસે ઘાસ અને વૃક્ષ ઊગે છે.

રણમાં આવા ફળદ્રુપ પ્રદેશમાંજ વસ્તી હોય છે. એમાં ગામડાંમાં આરબો ઈંટનાં મકાન બાંધી રહે છે. ભટકતા આરબો તંબુમાં રહે છે.

તેમના તંબુ ને તંબુનાં દોરડાં ઊંટના વાળનાં બનેલાં હોય છે. તંબુના વાંસ તાડના ઝાડનાં લાકડાંના બનેલા હોય છે.

આરબ લોકો સાદા છે. તેમના તંબુમાં ટેબલખુરસી હોતાં નથી. તેઓ જમીન પર બેસે છે અને જમીન પર પથારી પાથરી સૂએ છે. તેમની પાસે પાણી ભરવાની ચામડાની કોથળી હોય છે.

કેટલાક આરબો રણમાં દૂર દૂર આવેલાં ગામડાંની વચ્ચે વેપાર કરે છે. તેઓ વેપારનો માલ ઊંટ પર લાદીને જાય છે.

ઊંટ એ રણની મુસાફરી માટે ઘણું ઉપયોગી પ્રાણી છે. રેતીનું વિશાળ રણ તે એક સાગર જેવું છે; તેમાં છેટે છેટે આવેલા ફળદ્રુપ પ્રદેશો તે સમુદ્રમાંના દ્વીપો જેવા છે; અને ઊંટ એ સમુદ્રમાં ફરતા વહાણ જેવું છે.

ઊંટની ખરી ઘણી વિશાળ હોય છે, અને ઊંટ લાંબો વખત ખોરાક વગર જીવી શકે છે, એ 'ઊંટ'ના પાઠમાં તમે શીખી ગયા છો. આ કારણથી રણમાં મુસાફરી કરવાને ઊંટ ઘણું જરૂરનું છે. વળી આરબ લોકો તેનું દૂધ પીવામાં વાપરે છે અને તે મરી જાય છે ત્યારે તેના ચામડાનાં કપડાં, તંબુ, અને દોરડાં બનાવે છે.

આરબ લોકોનો કાફલો ઘણાં ઊંટો સાથે રણમાં ફરે છે. રણમાં રસ્તા માલમ પડતા નથી, તેથી ઘણી વાર તેઓ ભૂલા પડે છે. ખોરાક અને પાણી ખૂટી જાય છે અને માણસ અને પ્રાણી ક્ષુધા અને તૃષાથી મરણને આધીન થાય છે.

વળી કેટલીક વાર ભયંકર તોફાન થાય છે, તેથી પુષ્કળ રેતી ઊડે છે. આખો કાફલો રેતીમાં દટાઈ જાય છે અને ગુંગળાઈને મરણ પામે છે.

એક વખત એક મોટો કાફલો રણમાં થઈને જતો હતો.

માર્ગમાં એક ગામડા આગળ વિશ્રામ લઈ કાફલો પાછો ચાલતો થયો પરંતુ તેમાંનો એક માણસ ઊંઘી ગયો હતો. તે જાગ્યો ત્યારે તેને એમ માલમ પડયું કે કાફલો ચાલતો થયો છે તે તેની પાછળ ચાલવા લાગ્યો. તેણે ધાર્યું કે હમણાં હું કાફલાને પકડી પાડીશ; પરંતુ તે જુદે રસ્તે ચઢયો હતો, તેથી તે કાફલો તેને હાથ લાગ્યો નહિ. માર્ગમાં તેને સાંજ પડી, એટલે તેણે રેતી પર ઊંઘી રાત વટાવી.

વહાણું વાયું એટલે તે પાછો ચાલતો થયો. તે ચાલીચાલીને થાકયો, પણ કાફલાનો તેને પત્તો લાગ્યો નહિ. આખરે, તે થાકીને લોથપોથ થઈ ગયો અને ભૂખ ને તરસનો માર્યો જમીન પર પડી ગયો. તેનામાં ચાલવાની શક્તિ રહી નહિ. તે લાંબો થઈને ભોંય પર સૂઈ ગયો.

સૂતાં સૂતાં થોડેક દૂર તેને કોઈક કાળો પદાર્થ દેખાયો. તે પેટ ઘસડતો ઘસડતો ત્યાં ગયો તો તેને ઊંટની પીઠ પરથી પડેલી એક કોથળી માલમ પડી. કોથળીમાં કંઈક ખાવાનું હશે એમ ધારી તેણે ખુશીથી તે ઉઘાડી. પણ ખોરાકને બદલે તેમાંથી સોનાના સિક્કા ને જવાહીર નીકળ્યાં. આવી કીમતી વસ્તુ પણ આ સંજોગમાં તેને શા કામની? સોનું કે જવાહીર કંઈ ખવાયું? વસ્તુની કિંમત તેના ઉપયોગને લીધે છે. અહિં ભૂખે ને તરસે રિબાતો પુરુષ એનું શું કરે? તે બાપડો અત્યંત નિરાશ થઈ ગયો. જંગલમાં સોનું રૂપું ને જવાહીર કરતાં ખોરાક અને પાણી વધારે ઉપયોગી થઈ પડે છે.

અરબસ્તાનમાં દ્રાક્ષનાં ઝાડ ઘણાં થાય છે. આરબોને તે ઘણાં પ્રિય છે. તેઓ દ્રાક્ષ ખાય છે, તેના રસનો દારૂ બનાવે

છે, તેનાં લાકડાંના તંબુ ને ઘર બાંધે છે, અને ડાળીઓની ટોપલી વણે છે. તેઓ દ્રાક્ષનો વેપાર કરે છે.

અરબસ્તાનના ઘોડા વખણાય છે. અરબી ઘોડો ઘણો ઊંચી જાતનો, તેજી, ને અસીલ છે. આરબો એ ઘોડા વેચવા મુંબઈ આવે છે. તેઓમાંના કેટલાક મોતીના મોટા વેપારી હોય છે.

આરબ લોકો બહાદુર અને સાહસિક છે. ભટકતા આરબો ઉત્તમ પરોણાગત કરે છે અને શરણે આવેલાનું રક્ષણ કરે છે.

## પાઠ ૩૭મો

### કોલસો, ભાગ ૧લો

કોલસો એ ઘણોજ અગત્યનો ને તેટલા માટે કીમતી ખનિજ પદાર્થ છે. એ તેજ, ઉષ્ણતા, ને શક્તિ આપી શકે છે.

એનો કેટલો બધો ઉપયોગ છે! ધાતુમાત્ર ખાણમાંથી નીકળે છે ત્યારે અશુદ્ધ હોય છે; તેને શુદ્ધ કરવાના કામમાં કોલસો ઘણો ખપનો છે. કોલસો રાંધવાના કામમાં લેવાય છે. કોલસો ઠંડા દેશોમાં તાપવાના પણ કામમાં લેવાય છે. આગગાડીનાં તેમજ બીજાં એન્જિનોમાં વરાળ ઉત્પન્ન કરવા માટે કોલસાનો ઉપયોગ કરવામાં આવે છે. વળી કોલસાના ગૅસની કેટલાંક મોટાં શહેરોમાં બત્તી કરવામાં આવે છે. આ પ્રમાણે એ ઘણો ખપનો પદાર્થ છે.

કોલસો એ શું છે! એ કયાંથી આવે છે? આપણે લાકડાં બાળીએ છીએ તો કોયલા પડે છે. બાવળનાં લાકડાંના સારા, મોટા કોયલા પડે છે; પણ બીજાં કેટલાંક લાકડાંના નહિ જેવા પડે છે. જે જથાબંધ કોયલો તમે વપરાતો જુઓ છો તે કુદરતે બાળેલાં લાકડાંનો કોયલો છે.

કુદરત લાકડાંને કેવી રીતે બાળે છે, એ પ્રશ્ન તરત તમારા મનમાં આવશે.

પૃથ્વી પર એક વખત એવો હતો કે જમીન સપાટ હતી અને તે પર ખીચોખીચ વનસ્પતિ હતી. સૈકાઓ ને સૈકાઓ પહેલાં આવી સ્થિતિ હતી. તે વખત પ્રાણી અસ્તિત્વમાં નહોતાં. સમય જતાં આવી જમીન વનસ્પતિ સાથે ઉંડાણમાં દબાઈ ગઈ ને તેના પર જમીનનું ને પાણીનું પડ આવ્યું. આમ પડ પર પડ બંધાયાં ગયાં છે. જમીનની નીચે દબાએલાં વનસ્પતિનાં પડ ઘણે વર્ષે અંદરની ગરમીથી કોયલાના રૂપમાં ફેરવાઈ ગયાં છે ને તેની કોયલાની ખાણો બની છે. કોલસાના મોટા કકડા પર ધારીને જોતાં કેટલીક વાર પાંદડાંનો આકાર માલમ પડશે. આ એ બાબતની સાક્ષી પૂરે છે.

આપણામાં કહેવત છે કે 'કોયલાની દલાલીમાં હાથ કાળા'. આ કહેવત એમ સૂચવે છે કે જાણે કોયલો જૂજ કિંમતનો પદાર્થ છે. એ કહેવત પાડનારાઓમાં કોયલામાં રહેલા સમૃદ્ધિના બીજનો ખ્યાલ ન હોવો જોઈએ. ઇંગ્લંડની તો બધીજ આબાદીનો આધાર ઘણે મોટે ભાગે કોયલા ને લોઢા પર છે. આ વાતનું સૂચન કરાવવા માટે અંગ્રેજીમાં કોયલાને 'કાળો હીરો' કહેવામાં આવે છે. ઇંગ્લંડ જેવા નાના દેશમાં કોયલાની ખાણુ અરાઢ સ્થળે છે. કોયલો ને લોઢું ઇંગ્લંડમાં એટલાં બધાં નીકળે છે કે બીજી બધી પ્રજાઓ કરતાં અંગ્રેજ પ્રજા તેના ને તેને અંગે થએલાં વહાણો તૈયાર કરવાના, વેપારરોજગારમાં ચઢી જાય છે.

# પાઠ ૩૮મો

## કોલસો, ભાગ ૨જો

જે ખાણોમાંથી કોલસો નીકળે છે તે ખાણો જમીનની નીચે સોએક ફૂટ ઉંડાણમાં હોય છે. જે સ્થળે કોયલાની ખાણ હોય છે તે સ્થળે પ્રથમ સીધો ઊંડો ખાડો ખોદવામાં આવે છે. તે ખાડાને છેક કોલસાના પડ સુધી સીધો ને સીધો ખોદીને લઈ જવામાં આવે છે. પછી ત્યાંથી ખોદાણ આજુબાજુ ગલીઓની પેઠે કરવામાં આવે છે.

આ કામ માટે મજુરો આવા ઊંડા કેમ ઊતરી શકતા હશે, એ જાણવાનું તમને મન થયા વિના નહિ રહે. જે જગાએ ઊંડો, સીધો ખાડો ખોદવામાં આવે છે તે જગા આગળ પ્રથમ એક મોટું એન્જિન ગોઠવવામાં આવે છે. પછી એક મોટું લોઢાનું પાંજરૂં ત્યાં લાવવામાં આવે છે. સામટાં બારતેર માણસ બેસી શકે એવું મોટું તે પાંજરૂં હોય છે. તેને મજબૂત સાંકળોથી બાંધી એન્જિનની મદદે ધરેડીથી નીચે સેરવવામાં આવે છે. તે પાંજરૂં કોઈ વાર માણસોને ખાણમાં ઉતારવાના કામમાં લેવામાં આવે છે તો કોઈ વાર ખાણમાંના પત્થર, કચરો, ને કોયલા ઉપર લાવવાના કામમાં લેવામાં આવે છે.

ખાણની અંદર મોટા મોટા રસ્તા કોચી કે ખોદી કાઢવામાં આવે છે. તે એવા મોટા હોય છે ને કામ કરનારા મજુરોની સંખ્યા એટલી મોટી હોય છે કે ખાણની અંદરનો દેખાવ જાણે પાતાળમાં વસેલા શહેરના જેવો થઈ રહે છે. એ રસ્તાઓમાં પાટા નંખાય છે ને કોલસાની ભરેલી ગાડીઓ

તેમાં આવજા કરે છે. ખાણમાં ઊતરવાના પાંજરાનો ને ખાણની અંદરના રસ્તાનો નીચેના ચિત્ર પરથી ખ્યાલ આવી શકશે.



કોલસાનો ગૅસ જલદી સળગી ઊઠે છે; તેથી કોલસાની

ખાણોમાં દીવા લઈ જવાની ખાસ ગોઠવણ રાખવી પડે છે. દીવાને ખાણમાંનો ગૅસ અડકે તો ભડકો થાય છે, ખાણમાં તેથી ભયંકર અકસ્માત્ થાય છે, ને ઘણા જાનની ખુવારી થાય છે. કામ કરતી વખત દીવા વિના તો ચાલેજ નહિ; કેમકે અંદર તો અંધારૂં ઘોર હોય છે. અંધારૂં ન રહે તેમજ અકસ્માત્ ન થવા પામે, એ બંને બાબતો સચવાય તે હેતુથી ખાણમાં બાળવાના ખાસ દીવા બનાવવામાં આવે છે. એ દીવાની રચના એવી હોય છે કે દીવાનો અગ્નિ બહાર જઈ શકતો નથી.

કેટલાંક શહેરોમાં કોયલાના ગૅસથી દીવા કરવામાં આવે છે. ખૂબ ગૅસ તૈયાર કરી તેને લોખંડની નળીઓ મારફતે શેરીઓમાં ને ઘરોમાં લઈ જવામાં આવે છે. તેવા દીવા સારૂં અજવાળું આપે છે. વીજળીના દીવા થતાં પહેલાં મોટાં શહેરોમાં ગૅસના દીવા વપરાતા હતા.

---

## પાઠ ૩૯મો

### ડોળઘાલુ પંડિત

નદીકિનારે આવેલા એક પવિત્ર ગામમાં મોટી જાત્રા ભરાવાની હતી અને ઘણા માણસોની જમાવટ થવાની હતી. તેને માટે પાસેનાં સ્થળોમાંથી કેટલાક વેપારીઓ તરેહવાર ને નકશીદાર તાંબાપિત્તળનાં વાસણ લઈને જતા હતા. રબરનાં, કાચનાં, દાંતનાં, મીણનાં, પ્લાસ્તર ઑવ પૅરિસનાં, લાકડાંનાં તથા ચીથરાંનાં, ને કાગળનાં તરેહવાર રમકડાં લઈને કેટલાક જતા હતા અને કેટલાક ખેલો કરવાનાં અને

અદ્ભુત દેખાવો લોકોને બતાવી તેમનું ટોળું પોતાની પાસે આકર્ષવાનાં સાધનો લઈને જતા હતા.

એક ગાડામાં વેપારીઓ અને યાત્રાળુઓ એકઠા થયા હતા. પંદરેક ગાઉ દૂરથી તે ગાડું આવતું હતું, એટલે તેમાંના માણસો આઠદસ કલાક ભેગા હતા. વેપારીઓ લોકોને કેવી રીતે ઠગવા તેના તડાકા મારતા હતા. એક કહે, ભાઈ, મારી પાસેનો માલ બધો જર્મનિનો ને જાપાનનો છે; પણ હું તો એને અંગ્રેજી માલ તરીકેજ પસાર કરવાનો છું. જાપાન ને જર્મનિનો માલ અંગ્રેજી માલ જેવો ટકાઉ હોતો નથી, માટે લોકો અંગ્રેજી માલ પસંદ કરે છે. વેપારને અંગે જૂઠું બોલવામાં કંઈ પાપ નથી. વેપારીઓમાં એક નથુરામ નામે બ્રાહ્મણ હતો, તે બોલ્યો, હા, ભાઈ, ખરી વાત છે. તમારા કહેવાને શાસ્ત્ર પણ પુષ્ટિ આપે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે व्यापारे अनृतं वाच्यम्. બીજા વેપારીઓ બોલ્યા, ભાઈ, તમે કહ્યું તે અમે સમજ્યા નહિ. અમને સમજાવો તો ઠીક. નથુરામ બોલ્યા, ભાઈઓ, व्यापारे એટલે વેપારમાં, अनृतम् એટલે જૂઠું, वाच्यम् એટલે બોલવું. વેપારમાં જૂઠું બોલવું એમ શાસ્ત્રમાં લખ્યું છે. બીજા વેપારીઓ એ સાંભળી ખૂબ રાજી થયા. તેઓ બોલ્યા, નથુરામભાઈ, તમે ખરૂં કહો છો ? શાસ્ત્રમાં એવું લખ્યું છે?

નથુરામ કહે—ત્યારે શું, હું જૂઠું બોલું છું ?

વેપારીઓ કહે, ના રે, ભાઈ, તમારે એમાં થોડોજ સ્વાર્થ છે. અમે એ સાંભળીને રાજી થયા. લોકો વેપારીની બહુ નિંદા કરે છે. તેઓ કહે છે કે વેપારી તો હાલતાં ને ચાલતાં, ડગલે ડગલે જૂઠું બોલે છે. પણ એમ નિંદતા મૂર્ખ લોકોને

ખબર નથી કે શાસ્ત્ર કેવું દયાળુ છે? તે વેપારીની કેવી દાઝ જાણે છે?

ગાડામાં બધી ટોળીમાં એકબે યાત્રાળુ હતા, તેમાંનો એક યાત્રાળુ હોશિયાર હતો. તે મોટો શાસ્ત્રી હતો. તેને આ સાંભળી મનમાં બહુ હસવું આવ્યું. તે ઊંઘમાંથી જાગતો હોય તેમ ઊઠીને બેઠો થયો ને બોલ્યો, નથુરામભાઈ, તમે શાસ્ત્રનું કંઈ વાક્ય કહ્યું. ફરીથી બોલોની, જોઈએ.

નથુરામ બોલ્યા—व्यापारे अनृतं वाच्यम्.

યાત્રાળુ બોલ્યો—કૃપા કરી કહેશો, કયા શાસ્ત્રમાં એ વાક્ય છે તે?

નથુરામે કહ્યું—વા, તમે જાણતા નથી? મનુસ્મૃતિમાં છે. યાત્રાળુએ ગાંસડીમાંથી મનુસ્મૃતિનું પુસ્તક કાઢી નથુરામને આપ્યું ને કહ્યું, કૃપા કરી આમાંથી એ વાક્ય બતાવશો?

નથુરામે આમતેમ પાનાં ફેરવ્યાં. પછી ધૃષ્ટતાથી કહ્યું, ના, ના, હું ભૂલ્યો. એ વાક્ય તો પારાશર સ્મૃતિમાં છે.

પેલા યાત્રાળુએ ગાંસડી છોડી પારાશર સ્મૃતિનું પુસ્તક કાઢ્યું ને નથુરામને વિનતિ કરી કે કૃપા કરી આમાં તે વાક્ય દર્શાવશો?

નથુરામે પાછાં પાનાં ફેરવ્યાં. થોડી વાર રહીને કંઈ યાદ કરતો હોય એવો દેખાવ કરી તે બોલ્યો, હા, બરાબર, હવે યાદ આવ્યું. એ વાક્ય તો નક્કી ગૌતમ સ્મૃતિમાં છે.

તે યાત્રાળુએ પાછી ગાંસડી છોડી તેમાંથી ગૌતમ સ્મૃતિ કાઢી.

આ જોઈ નથુરામ તો ખૂબ ગભરાયો ને શરમિંદો પડી ગયો. તેની જ્ઞાનની પતરાજી ઉઘાડી પડી ગઈ અને બધાએ તેનો ફિટકાર કર્યો.

કેટલાક માણસો પંડિતાઈનો ડોળ કરે છે; મોટાં મોટાં પુસ્તકોનાં નામ દઈ સાધારણ લોકોને છેતરે છે ને પંડિતમાં ખપવા પ્રયાસ કરે છે. પરંતુ એવું ડોળ ઉઘાડું થાય છે ત્યારે તેમની સર્વત્ર ફજેતી થાય છે.

---

## પાઠ ૪૦મો

### મહાન્ સિકંદર

કેટલાક રાજાઓમાં રાજ્ય વધારવાનો ગાંડો લોભ હોય છે. મહાન સિકંદર બાદશાહ એવો લોભી હતો. એનો પિતા ફિલિપ મોટો યોદ્ધો હતો, તેથી જન્મથીજ એને રાજ્ય-લોભના સંસ્કાર પ્રાપ્ત થયા હતા. પિતાના વિજયની વાતો સાંભળી બાલ્યાવસ્થામાં એણે 'મારા પિતા મારે માટે કોઈ મુલક જીતવાનો રહેવા દેવાના નથી' એવું જે વચન કહ્યું હતું તે એનો લોભ ખુલ્લો દર્શાવે છે.

રાજ્યલોભ છતાં એનામાં જે મોટા ગુણો જોવામાં આવ્યા તે એની કેળવણીને લીધે હતા. એનો ગુરુ એરિસ્ટૉટલ નામનો વિદ્વાન્ ફિલસુફ હતો. એ મહાન્ પુરુષના સંસર્ગ ને ઉપદેશને લીધે એનામાં ઔદાર્ય અને આગ્રહનાં, તેમજ ગમે તેવી વિપત્તિ ન લેખવતાં માથે લીધેલા કાર્યનો નિર્વાહ કરવાના ઉત્તમ ગુણનાં બીજ રોપાયાં હતાં.

સિકંદર મૅસિડોનિઆનો રાજા હતો. એની ઇચ્છા આખું એશિઆ જીતી લેવાની હતી. એણે ઈજિપ્ત, એશિઆ માઈનોર, અને ઇરાન જીત્યાં અને હિંદુસ્તાન પર ચઢાઈ કરી પંજાબનો કેટલોક ભાગ સર કર્યો. આમ એણે રાજ્યનો વિસ્તાર ઘણો વધારી મહાન્ સિકંદરની ખ્યાતિ મેળવી.

પરંતુ રાજ્યનો વિસ્તાર વધારવાથી એને જેટલી કીર્તિ મળી છે તેથી વિશેષ કીર્તિ જીતેલા રાજ્યનો સારો બંદોબસ્ત કરવાથી અને પરાજય પામેલા ને શરણે આવેલા રાજાઓ તરફ ઉદાર વર્તન દર્શાવવાથી મળી છે.

ઈરાનનો બાદશાહ ડરાયસ હાર્યો અને તેનો અખૂટ ખજાનો સિકંદર બાદશાહના હાથમાં આવ્યો તેમજ ઘણા કેદીઓ પકડાયા, તેમાં બાદશાહની મા, પત્ની, અને છોકરાં હતાં. એ બાદશાહી કેદીઓ તરફ તે બહુ ઉદારતાથી વર્ત્યો.

હિંદુસ્તાનનો પોરસ રાજા જ્યારે સિકંદર બાદશાહના હાથમાં આવ્યો, ત્યારે તેણે તેને પૂછ્યું, મારે તમારી સાથે કેવી રીતે વર્તવું? પોરસે બહાદુરીથી જવાબ દીધો, બેશક રાજાને ઘટે એવી રીતે. સિકંદરે પૂછ્યું, તમારે બીજી કંઈ અરજ કરવાની છે? પોરસે ઉત્તર આપ્યો કે 'રાજાને છાજે એમ વર્તવું' એમાં બધી વાતનો સમાવેશ થઈ જાય છે. આ જવાબથી આશ્ચર્ય પામી સિકંદર બાદશાહે પોરસ રાજાને તેનું રાજ્ય પાછું આપ્યું એટલુંજ નહિ, પણ તેની સાથે મૈત્રી બાંધી.

સિકંદર બાદશાહમાં બેનમૂન હિંમત હતી. ૮,૦૦૦ માણસના લશ્કર અને ૨,૦૦૦ વહાણ સાથે તે સિંધુ નદીના મુખ તરફ જતો હતો, તે વખત હાલ જ્યાં મુલતાન છે તે પ્રદેશના વતની તરફથીજ તેનો અટકાવ થયો હતો. એ લોકોનું શહેર જીતતાં સિકંદર બાદશાહ મહાભયમાં આવી પડ્યો હતો. કિલ્લા પર ચઢી શહેરમાં પહેલો દાખલ થનાર બાદશાહ જાતે હતો. તેની પછી ચાર અમલદારો કિલ્લા પર ચઢી શહેરમાં પેઠા. એટલામાં દાદર ભાગી ગયો. હવે મહાન્ સિકંદર બહુ જોખમમાં આવી પડ્યા. તેને

બેજ રસ્તા હતા; યા તો પોતાના લશ્કર તરફ કૂદી પાછા જવું, અથવા તો શત્રુઓની સામા ધસવું. તે દિવાલને અઢીંગીને ઊભો રહ્યો અને જે બે સરદારો તેની સામા આવ્યા તેમને તેણી કાપી નાખ્યા. તેને એક તીર વાગ્યું ને શરીરમાંથી લોહી વહેવા લાગ્યું; પણ તે અડગ રહ્યો. એટલામાં તેનું લશ્કર દિવાલ ચઢી કિલ્લામાં દાખલ થયું.

તે લાંબી કૂચો કરતો ને સંકટ સહન કરવામાં પુષ્કળ ધૈર્ય દર્શાવતો.

મહાન્ સિકંદરના એશિઆના વિજયથી પૂર્વ અને પશ્ચિમના પ્રદેશો વચ્ચે વ્યવહાર ઊઘડ્યો અને ગ્રીસ ને હિંદુસ્તાનના વિદ્વાનોને લાભ થયો.

સિકંદરે વીર પુરુષ તરીકે વીર પુરુષોની સંભાવના કરી વીરત્વની કદર કરી હતી. તે વિદ્યા ને કળાને ઉત્તેજન આપતો હતો અને તેમાં તે રસ લેતો હતો. કવિઓ, ફિલસુફો, અને વિદ્વાનોને તે હમેશ સાથે રાખતો. માતા તરફ તેનો કેવો પૂજ્યભાવ હતો તે તમે 'પુસ્તક બીજા'માં શીખી ગયા છો.

---

# पाठ ४१मो

## कुंवरबाइनो बळापो

### राग आशावरी

कुंवरबाइ बोली वीनती, मोसाळुं कांइ लाव्या नथी;
नागरि न्याते रहेश केम लाज, विना द्रव्य आव्या शे काज.
निरमाल्य निरधननो अवतार, निरधननुं जीव्युं धिक्कार,
निरधनने कोई नव गणे, नव राखे ऊभो आंगणे.

चतुरपणुं निर्धननुं जेह, घेलामांहि गणाये तेह;
लोक बोलावे दुर्बळ कही, एथी, पिता, कांइ माठुं नही.
पिताजी कांइ उद्यम न करो, धननो नव राखो संघरो,
आ अवसर सचवाशे केम, पिताजी तमे विचारो एम.
नथी लाव्या कंकुनी पडी, नथी लाव्या मोड नाडाछडी;
नथी माटली, चोळी, ने घाट, एम शुं आव्या बारे वाट.
केम करी लज्जा रहेशे तात, हुं शें न मुइ मरते मात;
माता विना सुनो संसार, माता विना ते शो अवतार.
जे बाळकनी माता गइ मरी, बापनी सगाइ साथे ऊतरी;
जेवुं आथमता रविनुं तेज, मा विना एवुं बापनुं हेज.
सुरभि मरतां जेवुं वछ, जळ विण जेवुं तलपे मछ;
टोळा वछोइ जेवी मृगली, मा विना दीकरी एकली.
लवण विना जेवुं फिक्कुं अन्न, भाव विना जेवुं भोजन्न;
कीकी विना जेवुं लोचन, मा विना तेवुं बापनुं मन.
घडो फूटे रझळे ठीकरी, मा विना एवी दीकरी;
गोळ विना मोळो कंसार, माता विना सुनो संसार.
शिद करवा आव्या उपहास, साथे वेरागी पांचपचास;
शंख, ताळ, ने माळा चंग, ए मोसाळुं करवाना ढंग.
न होय तो पिता जाओ पाछा फरी, एवुं कहीने रोई दीकरी;
मेहेते मस्तक मूक्यो हाथ, करशे मोसाळुं वैकुंठनाथ.
पेहेरामणी करवी होय जेटली, आसामी लखी लावो तेटली;
लखजो सासरियां समस्त, विसारशो मा एके वस्त.

प्रेमानंद

# પાઠ ૪૨મો

## જિરાફ

સામે પાને ચિત્ર જોશો તો બે બાબત પર તમારૂં ધ્યાન જશે; જે પ્રાણીનું એ ચિત્ર છે તે ઊંટના જેવું ઊંચું જાનવર છે તે અને તેના શરીર પર દીપડાને હોય છે તેવાં ચાઠાં ચાઠાં છે તે. આથી એનો દેખાવ ઘણો વિચિત્ર થાય છે. એનું નામ જિરાફ છે. એ દેખાવડું પ્રાણી છે. એ આફ્રિકાના કેટલાક ભાગમાં ટોળાબંધ રહે છે.

જિરાફની ઊંચાઈ વીસેક ફૂટ હોય છે, અર્થાત્, માણસની ઊંચાઈથી ત્રણ સાડાત્રણ ગણી છે. એની ગરદન એટલી લાંબી હોય છે કે જમીન પર પડેલો પદાર્થ મોંએથી ઉપાડવો એને ઘણો અઘરો થઈ પડે છે. આમ છે ત્યારે એ ખોરાક કેવી રીતે ખાતું હશે, એવી જિજ્ઞાસા તમને સ્વાભાવિક થશે. એનો ઉત્તર એ છે કે એ ઘણુંખરૂં ઊભું ઊભું ઝાડનાં પાંદડાં ખાય છે.

એની જીભ લાંબી, પાતળી, અને જેમ વાળવી હોય તેમ ખૂબ વાળી શકાય તેવી હોય છે. તેને બળે એ ઝાડનાં કુમળાં પાંદડાં પોતાને રુચે ત્યાંથી ખેંચી લઈને ખાઈ શકે છે.

જિરાફનું શરીર માથાથી પૂંછડી સુધી ઢાળ પડતું હોય છે. બીજાં જાનવરોનાં શરીર તેવાં હોતાં નથી; આગળ તેમજ પાછલા ભાગમાં તેમની પીઠ સરખી ઊંચાઈવાળી હોય છે.

જિરાફના પગ લાંબા ને નાજુક હોય છે. એની પૂંછડી પણ લાંબી હોય છે ને તેને છેડે વાળનું ગૂંછળું હોય છે.

એનું માથું નાજુક ને સુંદર હોય છે. તેના પર બે ખૂંટા હોય છે, તે શીંગડાં જેવાં જણાય છે. પરંતુ તે ખરૂં જોતાં

શીંગડાં નથી. તે શરીરની બહાર નીકળી આવેલાં હાડકાં છે; તે એની ખોપરીનો ભાગ છે.

એના આગલા પગ પાછલા પગ કરતાં મોટા લાગે છે; પણ તે બંને સરખાજ છે. એની ખરીમાં ફાટ હોય છે, તેથી તે ગાય, બકરી, વગેરે જાનવરોની ખરીને મળતી આવે છે. ગાય, બકરી, વગેરે જાનવરોની પેઠે જિરાફ વાગોળનારૂં પ્રાણી છે.

એ ઘણું નરમ પ્રાણી છે. એ કોઈ પ્રકારનો અવાજ કરી શકતું નથી. એ ભાગ્યેજ બીજાં પ્રાણી સાથે લડે છે. દુશ્મન પ્રાણી એના પર હુમલો કરે તો એ જલદી દોડી જઈને પોતાનો બચાવ કરે છે. સિંહ જેવા બળવાન્ પ્રાણીને પણ એ પોતાની લાતના પ્રહારથી મારી નાખી શકે છે. કહે છે કે સિંહને જિરાફનો શિકાર કરવો હોય છે ત્યારે તે એની અમુક નબળી સ્થિતિનો લાભ લે છે. ઘાસ ખાવાને માટે જિરાફ ભાંય પર ડોકી નમાવે છે ત્યારે એને પોતાના આગલા પગ પહોળા રાંટા લંબાવવા પડે છે. આ સ્થિતિમાં એના પાછલા પગ એનાથી પાછળ લંબાવી શકાય એમ હોતું નથી. આ વખતે પાછળથી હુમલો કરવામાં સિંહ ફાવી શકે છે; કારણ કે જિરાફ તેને પાછળથી લાત મારી શકતું નથી.

જિરાફ કઢંગી રીતે દોડે છે. આપણે ચાલીએ છીએ ત્યારે આપણા હાથ પણ હાલે છે તે તમે જોયું હશે. જમણો પગ આગળ જાય છે તે વખત ડાબો હાથ આગળ જાય છે અને ડાબો પગ આગળ જાય છે તે વખત જમણો હાથ આગળ જાય છે. ગાય, ઘોડો, ભેંસ, વગેરે જાનવરો ચાલે છે ત્યારે પણ તેમનાં આગલાંપાછલાં જમણાંડાબાં અંગો આ પ્રમાણે સાથે હાલે છે. પરંતુ જિરાફ ચાલે છે ત્યારે એની

એકજ બાજુ તરફના બંને પગ સાથે ઉપડે છે. આથી એની ચાલ વિચિત્ર દેખાય છે.

એનું સુંદર ચાઠાંવાળું ચામડું ઘણું કીમતી ગણાય છે. આફ્રિકાના રહેવાસીઓ તેનો ઉપયોગ ઢાલ, પટા, પાણી ભરવાની સીસી, ચલાણાં, વગેરે બનાવવામાં કરે છે.

---

# પાઠ ૪૩મો

## શિશુપાળવધ, ભાગ ૧લો

રુકિમણીનાં લગ્ન શિશુપાળની સાથે થવાનાં હતાં; પણ શ્રીકૃષ્ણ તેનું હરણ કરી ગયા તેથી શિશુપાળને શ્રીકૃષ્ણ જોડે યુદ્ધ થયું હતું ને વેર બંધાયું હતું.

યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો તેમાં શિશુપાળના વધનો પ્રસંગ બન્યો. યજ્ઞમંડપમાં પધારેલા ભૂપતિ ને મુનિવરો, સર્વને સન્માન આપવાની વેળા થઈ ત્યારે યુધિષ્ઠિરને શંકા થઈ કે સહુથી પહેલી પૂજા કોની કરવી ? તેમણે શંકાના સમાધાન માટે ભીષ્મપિતામહને પૂછ્યું, હે પિતામહ ! આપ સર્વજ્ઞ છો. મારે સહુથી પહેલી પૂજા આ મંડપમાં કોની કરવી તે આપ મને કહો.

ભીષ્મ બોલ્યા, શ્રીકૃષ્ણસમાન અહિં કોઈ નથી; માટે એમની પૂજા સહુથી પહેલી કરવી ઘટે છે.

તે પરથી યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને સહુથી પહેલા પૂજ્યા. વૈર તૃપ્ત કરવાનો પ્રસંગ શિશુપાળને અહિં શોધવો પડે એમ નહોતું. મને ન પૂજતાં શ્રીકૃષ્ણને પહેલા પૂજ્યા, એ વિચારથી એને ખેદ, ઈર્ષ્યા, ને ક્રોધ ઉત્પન્ન થયાં. એના હોઠ ધ્રૂજવા માંડ્યા,

માં ચઢી ગયું, ને ક્રોધના આવેશથી હૃદયના ધબકારા એકદમ વધી ગયા. એ સભામાં એકદમ ઊભો થયો અને યુધિષ્ઠિર સાથે વાગ્યુદ્ધમાં ઊતર્યો.

"ઊઠી બોલ્યો ગર્વવચંન, અલ્યા ધર્મ, તું મૂરખ મંન;
નીચ બુદ્ધિ થઈ આ કાળ, અગ્ર પૂજા કરી ગોવાળ.
જે ચર્ણતણા ઉપાન, ચઢાવ્યા શિર દેઈને માન;
મૂઢ, યોગ્ય અયોગ્ય ન જાણે, તને યજ્ઞ કરાવ્યો કોણે.
મળી સરખા સરખી જોડ, પૂજી તસ્કર પહોંચ્યા કોડ;
ધૃતરાષ્ટ્ર વૃદ્ધને મૂકી, પૂજ્યો ગોવિંદ ચાલ્યા ચૂકી.
જે દ્રુપદ પોતાનો શ્વશુર, બીજા રાજા મોટા શૂર;
મૂકી ઋત્વિજ તેજપ્રકાશ, વળી સત્યવતીસુત વ્યાસ.
યાજ્ઞવલ્ક્ય, કપિલ બ્રહ્મનિષ્ઠ, વળી બ્રહ્માના પુત્ર વસિષ્ઠ;
દ્રોણ ને કૃપાચારજ સૂત્ર, અશ્વત્થામા ગુરુનો પુત્ર.
વળી કર્ણ સૂર્યનો તન, પૃથ્વીપતિ દુર્યોધન;
શલ્ય, એકલવ્ય, ભગદત્ત, ભીમક, બાલ્હિક, જયદ્રથ.
એવા મૂકી મોટા મહાંત, પૂજ્યો તસ્કર યજ્ઞને અંત;
ભૂપ ઝાંખા કર્યા અપમાને, એ અપૂજ્યને પૂજ્યો શાને.
તારી કીર્તિ, યશ, ને પુણ્ય, આજ ભ્રષ્ટ થયું રાજન;
એ કૃષ્ણે શો પાળ્યો ધર્મ, નહિ જપ, તપ, સાધન, કર્મ."

ગિરિધર

આમ શિશુપાળે શ્રીકૃષ્ણને હલકા પાડ્યા. તેથી સભામાં કોલાહલ થઈ રહ્યો.

# પાઠ ૪૪મો

## શિશુપાળવધ, ભાગ ૨જો

શિશુપાળ ક્રોધના આવેશમાં ખડ્ગ ધારણ કરી ઊભો થઈ ગયો. યુધિષ્ઠિરે તેને ઝાલ્યો ને બાથમાં ઘાલ્યો. ધર્મરાયે જોયું કે લડાલડ થશે; તેથી તેણે યુધિષ્ઠિરને શાંત પાડ્યા ને શિશુપાળને કહ્યું કે તું કૃષ્ણની ખોટી નિંદા કરે છે; કૃષ્ણનું માહાત્મ્ય તું સમજતો નથી. ભીષ્મપિતામહે પણ શિશુપાળને અનેક રીતે સમજાવ્યો.

શિશુપાળને સત્યકથન રુચે તેમ નહોતું. તેથી ભીષ્મના કહેવાનો સાર ગ્રહણ કરવાને બદલે તે ભીષ્મ તરફ ઉશ્કેરાયો ને કહેવા લાગ્યો:—

"અલ્યા ભીષ્મ, તું વૃદ્ધ થયો પણ, બુદ્ધિ તારી મંદ;
તું કપટી કૃષ્ણની પક્ષ કરે, તેં પૂજાવ્યો ગોવિંદ.
એ કૃષ્ણે શું પરાક્રમ કીધું, તે મુજને દેખાડ;
એક વૃદ્ધ પૂતના નારી મારી, ચીરી બગની દાઢ.
વંટોળિયો એક ભૂત પછાડ્યો, ગાડું ભાંગ્યું જેણે;
કાળી નાથ્યો મંત્ર થકી, બાજીગર થઈને એણે.
કેશી અશ્વ અઘાસુર માર્યો, વત્સને મર્દન કીધો;
ઉધઈ રાફ્ના જેવો ગોવર્ધન, ઉખેડી કર પર લીધો.
તસ્કર કર્મ કર્યું વ્રજમાં રહી, કુત્સિત રહિત વિચાર;
કાકની પેરે ઉચ્છિષ્ટ ખાતો, ગોપતણાં નિરધાર.
ઇત્યાદિક અણઘટતાં વાયક, શિશુપાળે જે ભાખ્યાં;
શિવાશબ્દને સિંહ સાંખે, ત્યમ શ્રી શામળિએ સાંખ્યાં."

ગિરધર

આ પ્રમાણે શિશુપાળે જે નિંદા કરી તે શ્રીકૃષ્ણે શાંતિથી સાંભળ્યા કરી. ભીમથી તે સાંખી શકાઈ નહિ. ખેરના અંગારા જેવાં લાલ લોચન સાથે, દાંત પીસતો પીસતો એ ઊઠ્યો ને બોલ્યો, હે મૂર્ખ ! હમણાજ તારા પ્રાણ મારી ગદાના પ્રહારથી હું લઈ લઈશ. પણ ભીષ્મે તેને શાંત પાડ્યો. ભીષ્મે કહ્યું, ભાઈ, શા માટે ઊકળે છે ? એ શિશુપાળનું આવી બન્યું છે. શ્રીકૃષ્ણ એની ૯૯ ગાળ સાંખશે, પણ જ્યાં સો ગાળ પૂરી થશે કે તેઓ એને શિક્ષા કરશે.

આ સાંભળી શિશુપાળનો ક્રોધ વધ્યો. તેણે વધારે નિંદક વાક્યોનો ઉચ્ચાર કર્યો ને શ્રીકૃષ્ણને આહ્વાહન કર્યું કે આવી જા. બાયલાની માફક બેસી શું રહ્યો છે ? રુક્મિણી મારી સાથે લગ્ન કરવાની હતી તેનું તું હરણ કરી ગયો તેમાં તેં શી બહાદુરી મારી ? કોઈને માટે પીરસી મુકાએલું ભોજન કોઈ તાણી જાય એવું પાપી કર્મ તેં કર્યું. તું ખરેખરો અધર્મી છે. એમ કહી, હાથમાં તરવાર લઈ તે શ્રીકૃષ્ણની સામે ઊઠ્યો.

શ્રીકૃષ્ણે ૯૯ ગાળો સાંભળી, પણ સો ગાળ પૂરી થઈ ને અપરાધ અક્ષંતવ્ય થયો ત્યારે શ્રીકૃષ્ણે કોપાયમાન થઈ શિશુપાળની સામે ધગધગતા અગ્નિના જેવું પોતાનું સુદર્શન-ચક્ર છોડ્યું ને તરતજ શિશુપાળનું શિર તે વડે છેદી નાખ્યું.

---

# પાઠ ૪૫મો

## જેનો આગુ આંધળો તેનું કટક કુવામાં.

એક ઠેકાણે એક મોટું વાનરયૂથ હતું, તેમાં કેટલાક તરુણ વાનર હતા, તેમને સરદાર વાનરની વ્યવસ્થા ગમતી નહોતી;



કેમકે તે તેમને મરજીમાં આવે તેમ વર્તવા દેતો નહોતો.

આ ઉપરથી તરુણ વાનરોએ એકઠા થઈ મસલત કરી. પોતામાંનો એક બહુ બોલકણો હતો તેને તેમણે પોતાનો સરદાર નીમ્યો.

એક દિવસ એ તરુણ ટોળાના સરદારે નદીમાં ચંદ્રનું પ્રતિબિંબ પડેલું જોયું. તેણે બધા તરુણ વાનરોને કહ્યું, જુઓ, હવે આપણું બુદ્ધિબળ બતાવવાનો સમય આવ્યો છે. મેં હમણા-જ ચંદ્રને નદીમાં પડેલો જોયો છે. એ તણાઈ જાય તે પહેલાં આપણે એને પાણીની બહાર કાઢીએ કે એ એને સ્થાને જાય. આપણી આ હોશિયારી જોઈ વૃદ્ધ વાનરો આપણાં વખાણ કરશે.

તરુણ વાનરોએ માંહોમાંહે એક બીજાને કહ્યું, ખરેખર, હવે આપણી ચતુરાઈ દર્શાવવાનો વખત આવ્યો છે. આપણે ચંદ્રને પાણીમાંથી બહાર કાઢી ડૂબતો બચાવીશું, તે જોઈ વૃદ્ધ વાનરો આપણા બુદ્ધિપ્રભાવથી વિસ્મય પામશે અને આપણને હવે પછી વધારે માન આપશે.

આ કામ શી રીતે પાર પાડવું તે વિષે તરુણ વાનરોએ થોડી વાર વિચાર કર્યો. પછી તેમનો આગીઓ બોલ્યો, ચંદ્રને બચાવવાને આપણે એક મોટું વાનરરજ્જુ બનાવવું. એ વાંદરાના દોરડાથી ચંદ્રને આપણે સહેલાઈથી પાણીની બહાર ખેંચી કાઢીશું.

બધા તરુણ વાનરોને પોતાના નાયકનો આ વિચાર પસંદ પડ્યો; તેથી તેમણે વાનરરજ્જુ બનાવવાનો આરંભ કર્યો. પ્રથમ એક વાંદરૂં નદી પર લટકતી ઝાડની એક ડાળ પર લટક્યું. બીજું વાંદરૂં તેની પૂંછડી ઝાલી લટક્યું, ત્રીજું તેની પૂંછડી ઝાલી લટક્યું. એ પ્રમાણે બધા તરુણ વાંદરોએ એકબીજાની પૂંછડી ઝાલી એક વાનરરજ્જુ બનાવ્યું. સહુથી છેલ્લો નાયક ઝાડ પરથી

ઊતર્યો. તે છેલ્લા વાંદરાની પૂંછડી ઝાલી લટક્યો એટલે તેનાથી પાણીને અડકી શકાય એટલું તે પાણી પાસે આવ્યું. તેણે ચંદ્રપ્રતિબિંબને હાથમાં લેવા બે હાથ પહોળા કર્યા એટલે તરત કડાક દઈ ને ઝાડની ડાળી ભાંગી ગઈ અને બધા વાંદરા નદીમાં પડી ગયા અને ચીસાચીસ પાડવા મંડ્યા.

તેમની ચીસ સાંભળી વૃદ્ધ વાનરો તેમની મદદે દોડી આવ્યા. તેમણે બધા તરુણ વાનરોને નદીમાં ડૂબી જતા બચાવ્યા. માત્ર તરુણ વાનરોનો નાયક ડૂબી મુઓ.

ખરેખર, જેનો આગુ આંધળો તેનું કટક કુવામાં. જેનો સરદાર આંધળો હોય તેનું આખું લશ્કર કુવામાં પડે, એમાં કંઈ નવાઈ નથી. મૂર્ખ નાયકની મૂર્ખાઈનું ફળ આખા ટોળાને ચાખવું પડે છે.

---

# પાઠ ૪૬મો

## સ્વદેશપ્રેમ, ભાગ ૧લો

"જનની જન્મભૂમિ, બે, સ્વર્ગથી એ વિશેષ છે."

જનની એટલે જન્મ આપનારી માતા અને જન્મભૂમિ એ બે સ્વર્ગથી પણ વિશેષ સુખકર અને પ્રિય છે. આ મારી જન્મભૂમિ છે, એવા શબ્દો કોના હૃદયમાંથી ઉલટભેર નીકળતા નથી?

'ગામનો છેડો ઘર' એવી એક આપણામાં કહેવત છે. મનુષ્યને ગામમાં ભટકી ભટકી પાછો ઘેર આવે છે ત્યારેજ જંપ વળે છે. જેમ આખા ગામમાં પોતાનું ઘર એને સહુથી વહાલું છે, તેમ આખા પ્રાંત કરતાં પોતાનું ગામ, દેશ કરતાં

પોતાનો પ્રાંત, અને વિદેશ કરતાં સ્વદેશ વધારે વહાલાં છે.

આપણા દેશમાંજ જ્યારે આપણે મુસાફરીએ નીકળીએ છીએ, દાખલા તરીકે, આપણે ગુજરાત છોડી પેશાવર, શ્રીનગર, પટણા, કે મદ્રાસ જઈએ છીએ, ત્યારે આપણા ગુજરાતી ભાઈને ત્યાં જોઈને કેટલો ઉમળકો આવે છે! એક બીજાને ઓળખતા ન હોય એવા પુરુષોના હૃદયમાં પણ એ ઊર્મિ પ્રબળ હોય છે. તેઓ એક બીજાને મળવાથી ખૂબ આનંદમાં આવી જાય છે અને પોતાના પ્રાંતના સમાચાર પૂછે છે. આનું કારણ સ્વદેશપ્રેમનો ઉછાળો નહિ તો બીજું શું?

મનુષ્યમાત્રમાં આવો સ્વદેશપ્રેમ હોય છે તો સ્વદેશ માટે કંઈ કરવાને તે બંધાએલો છે? બેલાશક, તેની સ્વદેશ પ્રતિ કેટલીક ફરજ છે ને તે તેણે અદા કરવીજ જોઈએ. જન્મભૂમિ એ તેની માતા જેવી છે તો માતાની સેવા કરવી એ જેવો તેનો ધર્મ છે તેવોજ દેશની સેવા કરવી એ પણ ધર્મ છે.

આપણા દેશમાં પ્રાચીન સમયમાં કેવી ઝાહોઝલાલી ને આબાદી હતી! સરસ્વતી અને લક્ષ્મી, જેમનું એકત્ર સ્થાન સાધારણ રીતે જોવામાં આવતું નથી, તે બંને દેવીઓ એક બીજા સાથે ગાઢી મૈત્રી બાંધી, કેવાં સુંદર ને મોહક વસ્ત્ર ને ભૂષણ સજી દેશમાં સાથે કેલિ કરતી હતી! આનો આપણને કંઈક પણ ખ્યાલ હોવોજ જોઈએ. એ ખ્યાલ આવે આપણા દેશને માટે આપણામાં પૂજ્યભાવ ઉત્પન્ન થશે અને તેની સેવા કરવા વિશેષ પ્રેરાઈશું.

આપણું જીવન સાદું અને વ્યવસ્થિત હતું. પ્રજાના વર્ગ બંધાયા હતા અને ચારે વર્ણ પોતપોતાનાં કામ કરવામાં પ્રવીણ થઈ હતી. જીવનની મર્યાદાના વિભાગ કર્યા હતા અને

દરેક વિભાગમાં કરવા જેવુંજ કામ કરવામાં આવતું. વર્ણ અને આશ્રમની વ્યવસ્થા તે સમયને સર્વથા અનુકૂળ હતી. એ વ્યવસ્થાનું જ્ઞાન મેળવી આપણે અનેક રીતે હાલના સમયને તથા સંજોગને અનુસરતા ફેરફારો આપણા આચાર-વિચાર ને રીતરસમમાં કરી શકીએ એમ છે. બધું પ્રાચીન કે બધું નવીન સારૂં હોતું નથી. જેમાં જેટલું સારૂં હોય તેટલું ગ્રહણ કરવું એ આપણી ફરજ છે. એ રીતેજ આપણે આપણી સ્થિતિ સુધારી શકીએ છીએ.

આપણા પ્રાચીન સાહિત્ય તરફ નજર કરો. પાશ્ચાત્ય પ્રજા તેનાં મુક્તકંઠે વખાણ કરે અને આપણે તે વિષે કંઈ જાણીએ નહિ કે નહિ જેવું જાણીએ એ કેવું શોચનીય કહેવાય! દરેક સ્વદેશપ્રેમીએ એ સાહિત્યનું જ્ઞાન મેળવવુંજ જોઈએ. આપણા સાહિત્યમાં માત્ર ‘રામાયણ’ ને ‘મહાભારત’ એ બેજ વીરરસ કાવ્યો હોત, અન્ય કશું ન હોત, તોપણ દુનિયાના સાહિત્યમાં તેનું ઘણું ઊંચું સ્થાન થાત. પણ આપણા સાહિત્યનો ભંડાર અખૂટ છે. એ સાહિત્યમાં શું છે તેનું યત્કિંચિત્ પણ જ્ઞાન યથાશક્તિ ને યથાવકાશ મેળવવું એ દરેક સ્વદેશપ્રેમીની ફરજ છે.

---

# પાઠ ૪૭મો

## સ્વદેશપ્રેમ, ભાગ ૨જો

દરેક સ્વદેશપ્રેમી પોતાના દેશના કલ્યાણને માટે કંઈ પણ કરી શકે એમ છે. મોટાનુંજ એ કર્તવ્ય છે, નાના બિચારા શું કરી શકે એમ માનવું ભૂલભરેલું છે.

ધનાઢ્ય પુરુષોનું મુખ્ય કર્તવ્ય ધનનો સારો ઉપયોગ કરવાનું છે. દેશમાં હુન્નર ને ઉદ્યોગનો વધારો થાય અને તેથી તેની આર્થિક ઉન્નતિ થાય એવી રીતે તેણે પોતાના ધનનો વ્યય કરવો જોઈએ. આપણા દેશમાં કેટલા બધા કાચા પદાર્થો ઉત્પન્ન થાય છે! એ બધા પરદેશ જાય છે અને ત્યાંનાં કારખાનાંમાં તૈયાર થઈ તેના વાપરવા લાયક પદાર્થો બની અહિં આવી આપણા કામમાં આવે છે. આથી આપણા દેશની જોઈએ તેવ આબાદી થતી નથી; માટે જેથી નવા નવા ઉદ્યોગો ખૂલે અને પરદેશથી આવતો માલ આપણા દેશમાં ઉત્પન્ન થાય એવાં કારખાનાં કાઢવાં, એ ધનિક શ્રેષ્ઠીઓની ફરજ છે.

આપણા દેશમાં જે હુન્નરો ન હોય તેનું જ્ઞાન પાશ્ચાત્ય દેશમાંથી મેળવવા ત્યાં પ્રવાસ કરવાની જરૂર છે. એવો પ્રવાસ તો હાલ ઘણા દેશીભાઈઓ કરે છે; પરંતુ તેનું પરિણામ જોઈએ તેવું લાભકારક થતું નથી. તે લાભકારક થાય એવા ઉપાયો યોજવા એ દેશના માતબર અને બુદ્ધિશાલી મનુષ્યોનું કર્તવ્ય છે.

દરેક પ્રજામાં ગુણ ને દોષ બંને હોય છે. નીરક્ષીરન્યાયે આપણે ગુણ ગ્રહણ કરવા ને દોષ વર્જવા. પાશ્ચાત્ય પ્રજાની પેઠે શરીરસંપત્તિ પર વિશેષ લક્ષ આપવું, ઉદ્યોગી બનવું, વખતનો સારો ઉપયોગ કરવો, એકઠા મળી મોટાં કામો સાથે કરતાં શીખવું, ને સંપીને કામ કરવાં.

સરકારે જે હક્ક આપ્યા હોય તે હક્કનો સારો ઉપયોગ કરો ને નવા માગો. ચારિત્રબળ વધારો. સ્વાભિમાન પોષો. સ્વતંત્ર વિચાર કરો. સ્વતંત્ર મત આપો. હાજી હા કરવાથી દેશનો ઉદય થવાનો નથી ને તે દુઃખમાંથી છૂટવાનો નથી.

ભણેલાઓની ફરજ સ્વભાષા કેળવવાની છે. સ્વભાષાદ્વારા કેળવણી જેવી સહેલાઇથી ને સંગીન રીતે આપી શકાય છે તેવી અન્યભાષાદ્વારા કદી આપી શકાતી નથી. મનુષ્યમાત્ર વિચાર સ્વભાષામાંજ કરે છે, પરભાષામાં કોઈ વિચાર કરતું નથી; માટે સ્વભાષાદ્વારા કેળવણી આપવાનાં દ્વાર ખુલવાં એ દરેક સ્વદેશપ્રેમીની ફરજ છે. તેમજ દરેક કેળવાએલા ગૃહસ્થની ફરજ પોતાના સાહિત્યને ખિલવવાની અને સમૃદ્ધ કરવાની છે.

સાધારણ માણસો અંગ્રેજી શીખી શકવાના નથી. તેમનું જ્ઞાન વધારવા માટે દેશી ભાષાનું સાહિત્ય પોષવું ને વધારવું એ દરેક કેળવાએલા પુરુષનું કર્તવ્ય છે. તેણે પોતાના જ્ઞાનનો લાભ બીજાને આપવો જોઈએ અને તે દેશી ભાષા મારફતેજ તે આપી શકશે. દેશી ભાષાને પોષવી ને વધારવી એ સ્વદેશપ્રેમનું ઉત્તમ લક્ષણ છે.

---

# પાઠ ૪૮મો

## વીરાંગના દુર્ગાવતી

અકબર બાદશાહના સમયમાં મધ્ય પ્રાંતમાં મહોવા નામનું રાજ્ય હતું, તેમાં ચંદેલ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને દુર્ગાવતી નામે કન્યા હતી, તે રૂપમાં અને ગુણમાં અપ્રતિમ હતી. તેનું લગ્ન બુંદેલખંડમાં આવેલા ગંડમંડળ નામના એક પ્રાચીન મુલકના રજપૂત રાજા સાથે થયું હતું.

દુર્ગાવતીને લગ્ન પછી પાંચેક વર્ષમાં વૈધવ્ય પ્રાપ્ત થયું. તેનો પુત્ર બાળક હતો, તેથી બધો રાજ્યકારભાર તે ચલાવતી

હતી. તે રાજનીતિમાં કુશળ હતી અને ન્યાયી અમલથી પ્રજાને આનંદ આપતી હતી.

અકબર બાદશાહની મરજી ગંડમંડળનું રાજ્ય જીતી લેવાની થઈ, તેથી તેણે આસફખાનની સરદારી નીચે એક મોટું લશ્કર મોકલ્યું.

દુર્ગાવતી રજપૂત સ્ત્રી હતી. તેની નસેનસમાં રજપૂત શુરાતન વહેતું હતું. તે કંઈ કાયર સ્ત્રી નહોતી, તેથી તેણે મુગલ લશ્કરની સામા થવા ઘટતી તૈયારી કરી. તેણે લશ્કર ઊભું કીધું અને પોતે તેની સરદારી લીધી. કવચ ધારણ કરી, હાથી પર સવાર થઈ તેણે પોતાના લશ્કરને જન્મભૂમિના રક્ષણને માટે પૂર જોમથી લડવા પાણી ચઢાવ્યું તેનો પુત્ર વીરવલ્લભ તેની સાથે લડવા તૈયાર થયો હતો.

રજપૂતો અને મુગલો વચ્ચે ઘોર સંગ્રામ થયો. દુર્ગાવતીએ ઘણા શત્રુઓને ઠાર કર્યા. તેનું પરાક્રમ જોઈ મુસલમાનો વિસ્મય પામ્યા. આસફખાનને ચિંતા થઈ કે એક અબળાથી હારીશું તો શું મોં લઈ બાદશાહની પાસે જઇશું ?

આ પ્રમાણે, આખો દહાડો લડાઈ ચાલી, તેમાં રજપૂત વીરાંગના દુર્ગાવતીએ મુગલોને હઠાવ્યા ને રજપૂત સૈન્યે બહુ બહાદુરીથી લડી રજપૂત કીર્તિ ઝળકાવી.

સાંજ પડી એટલે બંને લશ્કરે વિશ્રામ લીધો. બીજે દિવસે પ્રાતઃકાળમાં દુર્ગાવતીનું સૈન્ય ઊઠી તૈયાર થાય તે પહેલાં આસફખાને તેના પર છાપો માર્યો. પરંતુ દુર્ગાવતી તેથી ગભરાઈ નહિ. તેણે લશ્કર તૈયાર કરી બરાબર ગોઠવ્યું અને લડાઈ શરૂ કરી. કુમાર વીરવલ્લભ રણમાં ખૂબ ઘૂમ્યો; પણ તે શત્રુના ઘાથી ઘાએલ થયો અને પૃથ્વી પર પડી મૂર્છા પામ્યો.

આ જોઈ રજપૂત સૈન્યમાં હાહાકાર થઈ રહ્યો. પરંતુ દુર્ગાવતીએ ધૈર્ય ખોયું નહિ. પુત્રને દૂર કરાવી તેણે લડવાનું જારી રાખ્યું. પુત્રપ્રેમ કરતાં પણ તેનો સ્વદેશપ્રેમ બલવત્તર થયો.

રાણીનું રુદ્ર સ્વરૂપ જોઈ મુગલો બીધા. મૂર્તિમંત ક્ષાત્ર તેજ સ્ત્રીસ્વરૂપ ધારણ કરી સમરાંગણમાં ઘૂમી રહ્યું હોય એમ લાગતું હતું. દુર્ગાવતીના આવા પરાક્રમથી મુગલ સેના કંપતી હતી.

એવામાં એકાએક દુર્ગાવતીની આંખમાં એક તીર વાગ્યું. પરંતુ તેથી તે બિલકુલ ગભરાઈ નહિ. તેણે જોરથી તે તીર કાઢી નાખ્યું. પરંતુ તેની અણી આંખમાં ભરાઈ રહી, તે નીકળી નહિ. આની વેદનાને લીધે તેની આંખ લાલચોળ થઈ ગઈ. પણ તે પોતાના સ્થાનમાંથી લગાર પણ પાછી હઠી નહિ. તેણે ધાર્યું કે મારા હઠવાથી મારૂં સૈન્ય પાછી પાની કરશે, માટે તે પોતાના સ્થાન પર મક્કમ રહી. એટલામાં એક બીજું તીર ખૂબ વેગમાં આવી તેના કંઠમાં ભોંકાયું. તેના શરીરમાંથી રુધિરની ધારા વહેવા લાગી; તોપણ તે પાછી હઠી નહિ કે શત્રુને વશ થઈ નહિ. ધન્ય છે રજપૂત શૌર્યને!

છેવટે, તેને માલમ પડ્યું કે હવે જીવવાની કે જય મેળવવાની આશા નથી. તેણે તે સમયે પાસે ઊભેલા સૈનિકના હાથમાંથી તરવાર ખેંચી લીધી ને તે પોતાના શરીરમાં ભોંકી પોતાનો પ્રાણત્યાગ પોતે કર્યો. કેવી વીરાંગના!

---

# पाठ ४९मो

## ब्रह्मगिरिवर्णन

इंद्रवज्रा

ऊठ्यो प्रभाते बहु थाक तोए, चाल्यो तळावे अतिसे उमंगे;
नाही करी ब्रह्मगिरि भणी ते, माड्युं जवा में लइ भोमियाने.१
ऊंची घणी पायरि सातशें जे, माटी लिलेथी चिकणी हती ते;
संभाळि जोई चढतो उपेर, थाके हुं वच्चे वळि बेसतोज.२
हांसे भर्याने पछि तो जणाए, सामे उंचे गोमुख जे मनाए;
जेमांथि पाणी टपके पडे छे, थोडेक नीचे शिवलिंगशीरे.३
त्यांथी गयो हूं पछि कांइ छेटे, वर्षादथी तो बहु भीनुं नेटे;
जोयो ऊंचे गौतम गोखलो ज्यां, सो आठ लिंगो
शिवनां थपायां.४
जोतां निचे डुंगरनी अहींथी, झाझो थयो हूं मनमांहि रंगी;
आहा शुं शोभा वरणी शकूं रे, जोतां थयो स्तब्धज छेक हूंए.५
झाडो तणा तो घट झूमखाओ, घेरो लिलो छे बहु रंग जेनो;
को को जगाए नर्युं घास उग्यूं, रंगे दिसंतूं खुलतुंज लीलूं.६
आघे दिठां त्र्यंबकछापरांओ, ऊपेर जेनां जुज झाडवांओ;
देखाव तेथी खुशि आपतो छे, नाना प्रकारे गिरि शोभितो छे.७
चोपास संधूं सुनकार लागे, वच्चे झराना मृदु शब्द थाए;
लहेरो वळी वायुनि मंद आवे, जोऊं रुडो डुंगर पूर्ण भावे.८
जोतां नवूं विस्मय मंन पामे, गंभीरताथी भय भारि जामे;
आनंदता ए पछि व्यापि रेहे, एवो चमत्कारिक प्हाड छे ए.९

संसार संधो विसरी जवाए, पापी प्रपंचो मनमांथि जाए;
लीला पितां हूं नथि रे धरातो, एवो तपस्वी गिरि छेज आ तो.१०
ए सर्व जोतां चित तो समायूं, विश्वेशमां ने बिजुं कैं न भाव्यूं;
आनंदमां नर्मद छेक डूब्यो, एवो दिठो ब्रह्मगिरिज ऊभो.११

नर्मद

---

## પાઠ ૫૦મો
### વહેલા ઊઠો.

વહેલા નહિ ઊઠનારા થોડાજ પુરુષોએ દીર્ઘ આયુષ્ય ભોગવ્યું છે, ને તેથીએ ઓછાએ જગત્‌માં કોઈ રીતની ખ્યાતિ મેળવી છે. બીજાઓ હજી તો પથારીમાં આળોટે છે તે સમયે વહેલો ઊઠનાર માણસ દિવસનું કેટલુંક અગત્યનું કામ આટોપી શકે છે. સવારે વહેલાં કામ કરવાની શકિત વધારે હોય છે, તેથી તે વખત એક કલાકમાં જેટલું કામ કરી શકાય છે તેટલું કામ કરવા માટે પછીના વખતમાં દેખીતીજ રીતે તે કરતાં વધારે વખત જોઈએ છે. એક અંગ્રેજ લેખક કહે છે કે સવારે પાંચ વાગે ઊઠવામાં ને સાત વાગે ઊઠવામાં ફેર એ પડી જાય છે કે ૪૦ વર્ષ સુધી તેમ કરીએ ને રાતે રોજ એકજ વખતે સૂઈ જઈએ તો તેથી જીવનમાં સુમારે દસ વર્ષ વધ્યા જેવું થાય છે.

વહેલાં ઊઠવા માટે વહેલું સૂવું જરૂરનું છે. વહેલાં સૂવાથી બીજા પણ લાભ છે. મોડાં સૂનારાઓની આંખ બગડવાનો વધારે સંભવ રહે છે અને તેઓ સારૂં આરોગ્ય પણ ભોગવી શકતાં નથી. મોડાં સૂનારાઓને પૂરતો આરામ પણ મળી

શકતો નથી; કારણ કે કુદરતે આપણને વહેલાં સૂવાને સર્જ્યાં હોય એવી આપણી શારીરિક ક્રિયા છે. મધ્ય રાત પહેલાંની એક કલાકની ઊંઘથી પછીની બે કલાકની ઊંઘ જેટલો આરામ મળે છે. આમ વહેલાં સૂવામાં અનેક લાભ છે, પણ તેમાં મોટામાં મોટો લાભ વહેલાં ઊઠી શકાય તે છે.

દરેક માણસે વહેલા સૂવાની ને વહેલા ઊઠવાની ટેવ પાડવી જરૂરની છે; વિદ્યાર્થીને તે ખાસ જરૂરની છે. યાદ રાખવું કે એક વાર જે વાત મહેનતથી બની શકે તે ટેવ પડેથી રમત જેવી થઈ જાય છે. ટેવ એ કુદરત જેટલીજ બળવાન્ છે. ટેવની વિરુદ્ધ જવું ને કુદરતની વિરુદ્ધ જવું એ બે બરાબર છે. ટેવમાત્ર નાનપણમાં પાડવી સહેલી છે. ખરાબ ટેવ પાછળથી છોડવી લગભગ અશક્ય થઈ પડે છે. માટે બાળકો! તમે વહેલાં સૂવાની ને વહેલાં ઊઠવાની ટેવ પાડો. કામ હશે ત્યારે વહેલાં ઊઠીશું, આજ તો અમને ઊંઘવા દો—આ પ્રકારનું મનનું વલણ ભયંકર છે, એ ખાસ યાદ રાખજો. મજબૂતમાં મજબૂત સાંકળમાંથી ચસકવું ને ટેવમાંથી છૂટવું એ બે બરાબર છે. ગમે તે જાતની નઠારી ટેવ કાઢી નાખવી અત્યંત મુશ્કેલ છે. ગ્રીસનો એક સંગીત-શાસ્ત્રી નઠારા ગુરુ પાસે શીખેલા શિષ્યો પાસે બીજા શિષ્યો કરતાં શિક્ષણનું વેતન બમણું માગતો; કારણ કે ખોટું શીખેલું ભુલાવવું એ નવું શિખવવા કરતાં બમણું અઘરૂં છે. માટે બાળકો! સાદામાં સાદી પણ જીવનને અત્યંત ઉપયોગી, વહેલાં સૂવાની ને વહેલાં ઊઠવાની ટેવ તમે નાનપણથીજ ચીવટ રાખીને પાડશો તો તમારૂં આરોગ્ય વધશે અને તમે સારાં કામ સહેલાઈથી કરી શકશો.

# પાઠ ૫૧મો

## રાજા આલ્ફ્રેડના સદ્‌ગુણની વાતો, ભાગ ૧લો



આલ્ફ્રેડ રાજા ઇંગ્લંડમાં અતિપ્રિય રાજા હતો. એના સદ્‌ગુણોની ઘણી વાતો પ્રચલિત છે.

એ રાજા ઘણો વિદ્વાન્, ઉદ્યોગી, ને સાદો હતો. મહા-પુરુષો પણ કેવી સાદાઈ રાખી શકે છે તેનું એક ઉદાહરણ એના જીવનમાંથી ઉત્તમ રીતે મળી આવે છે. એક દિવસ એને એક ભરવાડની ઝુંપડીમાં છુપાઈ રહેવું પડ્યું હતું. ત્યાં એક દિવસ એવું બન્યું કે ભરવાડેણ રોટલા સેકતી હતી ને આલ્ફ્રેડ સગડી આગળ બેસી તે બળી ન જાય તે સાચવતો હતો. તે સગડી આગળ બેઠો હતો ખરો પણ તેનું મન

લડાઈના વિચારોમાં ઘૂમતું હતું. ભરવાડેણ લડકણી બૈરી હતી, તેણે જોયું કે રોટલા બળી જાય છે. તે તરતજ ત્યાં દોડી આવી વઢતી વઢતી બોલી, તને બળતો રોટલો ફેરવવાનું સૂજતું નથી, પણ ખાવાનું આનંદથી સૂજશે! આ અભાગણી સ્ત્રીને શી ખબર કે જેને હું ઠપકો દઉં છું તે અનેક વિજય મેળવનાર, વિપત્તિમાં સપડાવવાથી મારે ત્યાં છુપાઈ રહેવાનું સાદું જીવન સ્વીકારનાર, મહાન્ રાજા આલ્ફ્રેડ છે!

આલ્ફ્રેડ માત્ર યુદ્ધના કામમાંજ કુશળ નહોતો. તે સાહિત્યનો પણ શોખીન હતો. તેને ઘણાં કાવ્યો મોંએ હતાં અને તેણે ઘણાં કાવ્યો રચ્યાં હતાં. જ્ઞાનના સંબંધમાં તેના ઊંચામાં ઊંચા આદર્શ એ હતા કે રાજ્યમાં જેમ બને તેમ વધુ દેવળો, શાળાઓ, અને પુસ્તકો હોવા દો; દેવળોમાં ઉત્સાહી ને કર્તવ્યપરાયણ ધર્મગુરુઓ હોવા દો; મઠોમાં વિદ્વાન્‌માં વિદ્વાન્ માણસોનું પોષણ થવા દો; શાળાઓમાં પ્રવીણમાં પ્રવીણ શિક્ષક હોવા દો; અને લોકોની ભાષામાં પુસ્તકો લખાવા દો.

તેની મોટામાં મોટી મુશ્કેલી એ હતી કે તે વખત સારાં પુસ્તકો લોકભાષા અંગ્રેજીમાં લખાએલાં નહોતાં, પણ પ્રાચીન ભાષા લૅટિનમાં લખાએલાં હતાં. આથી તેણે એવું ફરમાન કાઢયું કે હવેથી આપણી માતૃભાષામાં સર્વે સારાં ને ઉપયોગી પુસ્તકોનાં ભાષાન્તર કરવાં કે બધી ઊછરતી જાને સાહિત્યનું જ્ઞાન થાય. જ્યાંસુધી તેમને અંગ્રેજી ભાષા આવડે નહિ ત્યાંસુધી તેઓ અન્ય ભષાનું જ્ઞાન મેળવી શકે નહિ. માતૃભાષા પર રાજાનો આ કેવો અજબ પ્રેમ!

આલ્ફ્રેડને અનેક વાર યુદ્ધમાં રોકાવવું પડયું હતું અને

રાજ્યની અનેક બાબત પર લક્ષ આપવું પડતું, તેમ છતાં તેણે સાહિત્યની ઉપયોગી સેવા બજાવી હતી. આનું કારણ એ હતું કે તે ઘણો ઉદ્યોગી ને નિયમિત હતો.

---

# પાઠ પરમો

## રાજા આલ્ફ્રેડના સદ્‌ગુણની વાતો, ભાગ ૨જો

આલ્ફ્રેડ પોતાના વખતનો બહુ કરકસરથી ને નિયમિત રીતે ઉપયોગ કરતો. એ રોજ આઠ કલાક ઊંઘ, ખોરાક, ને કસરતમાં ગાળતો, આઠ કલાક રાજ્યનાં કામકાજમાં ગાળતો, અને બાકીના આઠ કલાક અભ્યાસમાં ને પ્રભુભક્તિમાં ગાળતો.

વખત માપવાનાં ઘડિયાળ જેવાં યંત્રો તે સમયે અસ્તિત્વમાં નહોતાં. સૂર્યનાં કિરણો પડે ત્યારે પડછાયો દિશા બદલે તે પરથી વખત સમજવાની યુક્તિ રોમમાં તે વખતે જાણીતી હતી. પણ તે રાત્રે કામ લાગતી નહિ તેમજ દિવસે ઘણી વાર વાદળાંને લીધે સૂર્યનું તેજ જણાય નહિ એવા ઇંગ્લંડ દેશમાં તે નકામી પડતી. તેથી સમયને સોનાથી પણ વધારે કીમતી ગણનાર આ રાજાએ બીજી એક યુક્તિ શોધી કાઢી હતી અને પોતાના નિયમિત દૈનિક જીવનને માટે તે તેની મદદ લેતો હતો. તે યુક્તિ આ પ્રમાણે હતી. તે સરખા કદની ને સરખા વજનની મીણબત્તી બનાવરાવતો, એટલે તેને બળતાં વખત લાગતો તે પરથી ઓછોવત્તો દિવસ સમજાતો. આ મીણબત્તીઓ તે બાર બાર ઇંચ લાંબી રખાવતો ને દરેકને ઇંચે ઇંચે કાપા કરાવતો. આવી છ મીણબત્તી, અથવા ૭૨ કાપા ચોવીસ કલાકમાં બળી જતા. ત્રણ કાપા

બળે એટલે કલાક થયો એમ સમજાતું ને એક કાપે વીસ મિનિટ.

વખત માપનારી આવી મીણબત્તીઓ બાળવામાં આવતી અને તે પર દેખરેખ રાખવા રાજાએ પોતાના એક ખાસ ધર્મગુરુની ગોઠવણ કરી હતી. આથી એ કામ ચોક્કસ થતું અને રાજા પોતાનું જીવન ધાર્યા મુજબ નિયમિત રીતે જીવી શકતો.

મીણબત્તીઓની વાટ બળતાં પવનથી હાલે છે અને અમુકજ સમયમાં ઓછીવત્તી બળે છે એમ રાજાને માલમ પડયું ત્યારે તેણે એક બીજી યુક્તિ શોધી કાઢી. એક જાતના પારદર્શક, સફેદ શીંગડાના પોલાણમાં તેણે મીણબત્તી રખાવીને બળાવવા માંડી, તેથી પવન નહિ જેવો લાગતો હતો ને દીવો જરાએ હાલતો નહોતો. વખતની કેટલી બધી ચોકસાઈ! તે પ્રજાની સંમતિ લીધા વિનાઃ કોઈ પણ કાયદો પસાર કરતો નહોતો કે રાજકાર્ય કરતો નહોતો. તેણે ઘણાજ પ્રજા-વત્સલ રાજા તરીકે ખ્યાતિ મેળવી છે.

---

# પાઠ ૫૩મો

## નાયગરાના જળધોધ

નદીમાત્રનો પ્રવાહ ઊંચી સપાટીથી નીચી સપાટી તરફ જાય છે. પરંતુ તે ધીમે ધીમે ઊંચીમાંથી નીચી સપાટીમાં ઊતરે છે. કોઈ સ્થળે ઊંચી ને નીચી સપાટી ઢાળરૂપ ન હોય પણ એકદમ ઊભી ટેકરી પરથી નીચે ઊતરવા જેવું હોય તો ત્યાં જળધોધ થાય છે.

ગેરસપ્પાનો જળધોધ હિંદુસ્તાનમાં મોટામાં મોટો છે. તેનાથી ઘણો વધારે ઊંચેથી પડતો ને દુનિયામાં સહુથી

વધારે જોવા લાયક જળધોધ નાયગરાનો છે.




ઉત્તર અમેરિકામાં એરી ને ઑન્ટેરિઓ, એ નામનાં બે તળાવને સાંધનારી નાયગરા નામની નદી છે. શરૂઆતમાં આ નદી સપાટ જમીન પર વહે છે, થોડાક માઇલ પછી એ ધીમે ધીમે ઢાળમાં વહે છે ને તેથી જોસબંધ જલદી દોડતો પ્રવાહ

ભાસે છે. આગળ જતાં તે એક સ્થળે ઊભી ઊંચી ટેકરી પરથી એકદમ નીચે પછડાય છે ને જ્યાં આમ થાય છે ત્યાં ભવ્ય, મનોહર જળધોધ બને છે. એનું નામ 'નાયગરા' એટલે 'જલગર્જના' છે.

એ જળધોધ ૧૬૦ ફૂટની ઊંચાઈથી નીચે પછડાય છે. ધોધ પડે છે તે સ્થળે દોઢ કરોડ ઘનફૂટ પાણી પછડાય છે. ને તે એવું જોરમાં પછડાય છે કે માઇલો સુધી તેનો અવાજ સંભળાય છે એટલુંજ નહિ પણ ધોધને લીધે ઝીણા રૂપેરી રજકણો એવા તો ઊંચે સુધી ગોટેગોટ ઊડે છે કે તે પણ માઇલો સુધી જોઈ શકાય છે. ધોધની નીચે ફીણના જાણે ઉપરાઉપરિ બાચકા ભરાય છે. વળી ત્યાં પાણીની ભમરીઓ એવી જોરમાં ફરે છે કે તે ભયંકર જણાય છે. સૂર્યનું તેજ એ સ્થળે રંગબેરંગી પ્રકાશમાં દેદીપ્યમાન થાય છે. વાદળાંમાંથી પસાર થતાં કિરણની સફેદી જળ-ધનુષ્યરૂપે જુદા જુદા રંગોમાં વહેંચાઈ જાય છે. તેવીજ રીતે ઊછળતાં પાણીમાં તેજ પંચરંગી રૂપમાં પથરાઈ રહે છે.

શિયાળામાં બરફ પડે છે ત્યારે બરફના મોટા ઢગલા પ્રવાહમાં ખેંચાઈ જાય છે ને ધોધ પરથી નીચે પછડાતાં, ચક્કરભમ્મર ફરીને આગળ જતાં સાંકડા પટ આગળ રોકાઈ જાય છે ને કિનારાની બે બાજુની વચમાં સ્થળે સ્થળે બરફના પૂલ થએલા જોવામાં આવે છે. પાણીના ધોધનો દેખાવ જેમ મનોહર છે, તેમ બરફના પૂલનો દેખાવ પણ તેટલોજ મનોહર છે. વસંત ઋતુ બેસતાં બરફ ઓગળે છે ત્યારે પાણીના જોસથી એ બરફના કડાક દઈને એવા જુસ્સામાં કકડા થાય છે કે તે દેખાવ પણ જોવા લાયક બને છે. સામે પાને ચિત્ર જુઓ.



આ જળધોધથી એટલી બધી કુદરતી શક્તિ ઉત્પન્ન થાય છે કે તેથી અમેરિકાનાં કેટલાંક શહેરોમાં વીજળીના દીવા માટે વીજળી પેદા કરવામાં આવે છે. પાણીના પ્રવાહથી ફરતી ચક્કીઓ પણ તેજ પાણીના બળે ચાલે છે.

નાશક પાસે ગંગાપુરનો જળધોધ છે, દક્ષિણ હિંદુસ્તાનમાં વેંકટગિરિ પર પાપમોચિનીનો જળધોધ છે, તેમજ એ ગિરિની તળેટીમાં તિરૂપતિ શહેર પાસે કપિલધારાનો જળધોધ છે– એમાંનો એકાદ ધોધ જેણે જોયો હશે તેને જળધોધ આગળના દેખાવનો કંઈક ખ્યાલ આવશે.

---

# પાઠ ૫૪મો

## નીલ શૃગાલ

આત્મપક્ષ તજી દેઈ, પરપક્ષ વિષે વસે;
તેવો મૂર્ખ હણાયે છે, નીલ શિયાળની પરે.

એક શૃગાલ સ્વેચ્છાથી ભમતું હતું. તે એક ગામડાને છેડે નીલીના ભાંડમાં એટલે ગળીના વાસણમાં પડ્યું. તેમાંથી તેનાથી નીકળી શકાયું નહિ. નીલીના વાસણના માલીકે તેને મરી ગએલું જાણી તે વાસણને દૂર લઈ જઈ ફેંકી દીધું. જેવું તે વાસણમાંથી બહાર નીકળ્યું કે તે નીલવર્ણથી રંગાએલું થઈ નાઠું.

શિયાળે વિચાર્યું, હવે મારો ઉત્તમ વર્ણ થયો છે તો મારે મારો ઉદય શા માટે સાધી ન લેવો? એમ ધારી તેણે બધાં શિયાળને બોલાવ્યાં ને કહ્યું, ભાઈઓ, મને ભગવતી વનદેવીએ જાતે વનની બધી ઔષધિઓના રંગથી રંગી વનના રાજ્યનો અભિષેક કર્યો છે; માટે આજથી તમારે બધાંએ મારી આજ્ઞા પ્રમાણે ચાલવું.

બધાં શિયાળોએ એને ખાસ રંગે રંગિત થએલું જોઈ સાષ્ટાંગ પ્રણામ કર્યાં ને કહ્યું, ભલે, જેવી દેવીની આજ્ઞા.

વખત જતાં નીલવર્ણ શૃગાલને આખા વનનું રાજપદ પ્રાપ્ત થયું. બધાં પ્રાણીઓએ એને રાજા તરીકે કબૂલ્યું. વાઘ જેવાં ઊંચાં પ્રાણીને પોતાના પરિચારક તરીકે જોઈ તે શિયાળ પોતાનીજ જાતના સેવકો શિયાળોથી શરમાવા લાગ્યું. તે બધાંને તેણે તરતજ દૂર કર્યાં, તેથી તેમને ખોટું લાગ્યું. તેમાંના એક વૃદ્ધ શિયાળે યુક્તિ સુઝાડી કે આપણે એવો રસ્તો શોધો કે એ નીલવર્ણ શૃગાલની જાત પકડાઈ જાય.

વાઘ, સિંહ, વગેરે જાનવરોને એનો પરિચય ન હોવાથી એનું સ્વામિત્વ સ્વીકારે છે. આપણે બધાંએ સંધ્યાસમયે સામટો શબ્દ કરવો. આપણો શબ્દ સાંભળી એ પણ પોતાનો શબ્દ કાઢશે, એટલે એની જાત તે પરથી ઓળખાઈ જશે અને એને વાઘ મારી નાખશે.

તે પ્રમાણે બધાંએ કર્યું એટલે નીલવર્ણ શૃગાલના અવાજ પરથી એ તો શિયાળ છે એમ વાઘે એને પારખ્યું ને મારી નાખ્યું; માટે ખરૂં કહ્યું છે કે

આત્મપક્ષ તજી દેઈ, પર પક્ષ વિષે વસે;
તેવો મૂર્ખ હણાયે છે, નીલ શિયાળની પરે.

---

## पाठ ५५मो

### नाना कहे नाना नथी.

राग सोमेरी

माता—

तुं छे लाडकवायो तंन, अळगो नथि कर्यो एक दंन,
तुज विना रहिश हुं केम, टोळा वखुटी हरणी जेम;
सिंह देखी पशु पामे त्रास, त्यम सांभळी हुं थई निराश,
खोळे बेसारीने हुं बाळ, भोजन करावुं ततकाळ;
आंखथी अणगा थाओ छो बाळ, प्राण हरी जाओ छो ततकाळ,
फरी शुं कहेवरावे तुंय, रणे नहि जावा देउं हुंय.

अभिमन्यु—

राग मेवाडो

मने बालुडो न कहेशो मारी मावडी रे. टेक

मा बाळे का'ने जळमां पेशी, नाथ्यो काळी नाग रे;
मा बाळो वींछी केटलो, बधे अंगे उठे आग रे. बा०
मा बाळो मेघज केटलो, ते तो नीर भरे नव खंड रे;
मा बाळो वज्रज केटलो, ते तो पर्वत करे शत खंड रे. बा०
मा बाळो दिनकर केटलो, वधो अंधकार पामे नाश रे;
मा बाळो सिंहज केटलो, तेथी हस्ति पामे त्रास रे. बा०
मा बाळो मंकोडो केटलो, ते तो खीज्यो करडी खाय रे;
मा मुकाव्यो मूके नहि, ताण्यो तूटी जाय रे. बा०
मा बाळो हीरो केटलो, पण ते तो एरणने वेधे रे;
मा बाळो नोळज केटलो, वडा वशियरने ते छेदे रे. बा०
मा बाळो अग्नि केटलो, ते तो दहे बाधुं वंन रे;
मा बाळो ते नव जाणिये, जे आखर क्षत्री तंन रे. बा०

साखी

अतिस्नेही ने बहुरणी, जेने वेर घणांय;
सुखे न सुए मावडी, ते तो त्रण जणांय.
निर्धन ने वळी बहुधनी, जेने वेर घणांय;
सुखे न सुए मावडी, ते तो त्रण जणांय.

न सुए चाकर न सुए चोर, न सुए घन गाजंते मोर;
न सुए जेने पुत्रियो घणी, न सुए बे नारिनो धणी.
न सुए निर्धन ने धनवंत, न सुए राजा राज करंत;

न सुए जेने सुख नहीं घेर, न सुए जेने माथे वेर.
न सुए जेनो गयो ग्रास, न सुए रणथी पड्यो त्रास.
सुखे सुए मणिधर साप, सुखे सुए जेने माथे बाप.
सुखे सुए जोगी अवधूत, सुखे सुए राजानो पूत.
सुखे सुए गुफामां सहीं, सुखे सुए चिंता जेने नहीं.
आज घेर नथी अरजुन, सुखे सुए क्यांथी अभिमन.

लज्जाराम

---

# પાઠ ૫૬મો

## જે તે માની ન લેશો.

દુનિયામાં કેટલાક સ્વાર્થી ને પ્રપંચી માણસોને રજનું ગજ કરવાની કે બે પાસની ઢોલકી બજાવવાની કે તદ્દન ખોટી વાતો કરવાની ટેવ હોય છે. તેવાઓથી હમેશ ચેતતા રહેવું. જે કંઈ આપણને કહેવામાં આવે તે માની લઈએ તો કેટલીક વાર અનર્થકારક પરિણામ ઉત્પન્ન થાય છે.

એક સ્થળે ગરુડ, જંગલી બિલાડી, ને ભૂંડણ રહેતાં હતાં. ગરુડે એક મોટા વૃક્ષની ઊંચી ડાળીઓમાં પોતાનો માળો બાંધ્યો હતો. બિલાડીએ તેજ વૃક્ષની વચ્ચે થડમાં બાકું પાડી પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું, ને ભૂંડણે થડના છેક નીચેના ભાગમાં મોટી બખોલમાં પોતાનાં બચ્ચાં સાથે મુકામ રચ્યો હતો. ગરુડ, બિલાડી, ને ભૂંડણ, એ ત્રણેને જેને જેવું જોઈએ તેવું સ્થળ મળ્યું હતું ને એકબીજાનો આ પાડોશ પણ ઉત્તમ હતો. કોઈને કોઈથી પણ હરકત થતી નહોતી ને

દરેક પોતપોતાના સુખમાં રહી શકે તેમ હતું. ત્રણે પોતાના નિવાસસ્થાનમાં સુખી હતાં; પણ તે સુખમાં બિલાડીના તરફથી વિક્ષેપ પડ્યો.

એક દિવસે બિલાડી ધીમે ધીમે ઝાડ ચઢી ગરુડ પાસે ગઈ ને તેને કહ્યું, અરે ભાઈ, આપણાં બધાંનું આવી બન્યું છે. પેલી ગંદી ભૂંડણ તો આખો દહાડો ઝાડનાં મૂળીઆં આગળ કોચીને ખોદ્યાંજ કરે છે ને મને તો ભય છે કે કોચી કોચીને એ કદાચ ઉપર આવશે ને આપણાં બચ્ચાંને ખાઈ જશે. હું તો મારે મારૂં સાચવી લઈશ; તારી મરજીમાં આવે તેમ તું કરજે. હું તો એની હીલચાલ પર બરાબર નજર રાખીશ.

આ પ્રમાણે ગરુડને ચેતવી, ગભરાવી બિલાડી નીચે ગઈ ને તળીએ જઈને ભૂંડણને મળી. શોકથી બોલતી હોય તેવો ડોળ કરી તેણે તેને કહ્યું, હું આશા રાખું છું કે આજે તો તમે કંઈજ બહાર નહિ જવાનાં હો.

ભૂંડણે કહ્યું, શા માટે નહિ?

બિલાડી બોલી, ભલે તમને રુચે તેમ કરજો. હું તો મારે તમને ચેતવું છું ને બનેલી હકીકત કહી જણાવું છું. ગરુડ એનાં બચ્ચાં સાથે આજે એમ વાત કરતું હતું કે જેવાં તમે આજ બહાર જશો કે તમારૂં એકાદ બચ્ચું જિંદગીમાં પહેલીજ વાર તેમને એ ચાખવાની લહેજત આપશે. આ વાત મેં સાંભળી લીધી છે. મને શંકા રહે છે કે તેમ કરતાં પહેલાં કદાચ મારૂં એકાદ બચ્ચું પણ એ કેમ ન ઉપાડી જાય. માટે હાલ 'જય જય'; હું તો મારાં બચ્ચાંની સંભાળ લઉં છું. એમ કહી બિલાડી ચાલતી થઈ.

પરિણામ એ થયું કે ગરુડ ને ભૂંડણ એ બેને એક-બીજાનો સજ્જડ ભય ભરાઈ ગયો. બેમાંથી એકે પોતાના સ્થાનમાંથી બહાર ફરક્યું નહિ. આખો દિવસ બંને પોતાના મુકામમાં ભરાઈ રહ્યાં.

દર્મિયાન બિલાડી લાગમાં રહી. એની વાત માની લેવાથી ગરુડ ને ભૂંડણ ભૂખમરાથી મરણ પામ્યાં. બિલાડીને એ માલમ પડ્યું કે બંનેનાં બચ્ચાંને તે પોતે અને તેનાં બચ્ચાં ખાઈ ગયાં.

---

# પાઠ ૫૭મો

## બ્રહ્મી લોકો

બ્રહ્મી લોકો દેખાવમાં ચીના અને જાપાની લોકોને મળતા આવે છે. તેઓ બહુ ઊંચા હોતા નથી. તેમના શરીરનો બાંધો મજબૂત હોય છે. તેઓ રંગે પિળાશ પડતા હોય છે અને તેમના વાળ કાળા હોય છે.

બ્રહ્મદેશ દરિયાને કિનારે આવેલો છે. ઈરાવતી નદી અને તેની શાખાઓ દેશમાં ફરી વળેલી છે. તે દરિયાને મળે છે ત્યાં તેનાં ગંગા નદીની પેઠે ઘણાં મુખ થાય છે. એવા અતિફળદ્રુપ પ્રદેશમાં રંગુન શહેર આવેલું છે. શહેરનો દેખાવ ઘણો રમણીય છે. તેની પાછળ ટેકરીઓની સુંદર હાર આવેલી છે અને તે પર અસંખ્ય દેવાલયોના મિનારાઓ સોનારૂપાના ઢાળવાળાં શિખરોથી ઝળકે છે. રંગુન એ મોટું બંદર છે. ત્યાંથી ચોખા, સાગ, મસાલા, ને બીજો પુષ્કળ માલ પરદેશ ચઢે છે. તેમાં ચીના, જાપાનીઓ, હિંદુઓ, મુસલમાનો, ને યુરોપીઅનોની પચરંગી વસ્તી જોવામાં આવે છે.

દેશ દરિયાને કિનારે છે, તેથી મરદ, બૈરાં, ને છોકરાં બધાંને તરતાં આવડે છે. દરેક ઘેર મછવો કે હોડકું હોય છે અને છોકરૂં પાણીમાં પડી જાય તો તેની મા પાણીમાં ડૂબકી મારી તેને કાઢે છે.

રાજધાનીનું શહેર માંડલે છે. તેમાં થીબો રાજાનો સુ-શોભિત સોનેરી મહેલ આવેલો છે. એ રાજાને અંગ્રેજ સરકારે ઇ. સ. ૧૮૮૭માં પદભ્રષ્ટ કર્યો હતો. મહેલને પાંચસાત છાપરાં છે; કેમકે બ્રહ્મદેશમાં બધાં મકાનો એકજ માળનાં હોય છે. શહેરના એક પરામાં ઘણુંજ રમણીય મંદિર છે, તેમાં બુદ્ધની પિત્તળની મૂર્તિ છે. તેની પાસે ઘણા મઠો છે. એ મંદિરની યાત્રા ભરાય છે, તેમાં ઘણા યાત્રાળુઓ દૂરથી આવે છે.



રંગુનનું દેવલ

દેવલો ઘણાં સુંદર હોય છે. તે જેમ જેમ ઊંચાં જાય છે તેમ તેમ સાંકડાં થતાં જાય છે. તેનું શિખર અણીદાર ને છત્રાકારનું હોય છે. તે ધાતુનું બનેલું હોય છે અને તેની કોરેથી સોનારૂપાની ઘંટડીઓ લટકે છે, તે પવનથી હાલે છે ત્યારે તેનો સુંદર, મધુર સ્વર કાને પડે છે.

બ્રહ્મી કુમારિકાઓ અને સ્ત્રીઓ ઘણી આનંદી હોય છે. તેમને હાથે બંગડીઓ, કાને એરિંગો, ગળામાં પરવાળાની



માળા, ને માથે પુષ્પો હોય છે. તેમના એક હાથમાં વાંસની છત્રી ને બીજા હાથમાં પીવાની બીડી જોવામાં આવે છે. તેમને બીડી પીવાની બહુ ટેવ હોય છે. તેમને પગે પાવડી હોય છે.

ઘણી દુકાનોમાં સ્ત્રીઓ માલમ પડે છે. તેઓ ઘણા ધંધા ચલાવે છે. ઘરમાં તેમની સત્તા સર્વોપરિ છે.

મરદ ને બૈરાં, બંને મોટા ચોટલા રાખે છે. મરદો ચોટલીની ગાંઠ બાંધી તેની આસપાસ શોભાને માટે સુંદર રૂમાલ વિટાળે છે. સ્ત્રીઓ વાળ ગૂંથે છે ને પુષ્પોથી સુશોભિત કરે છે.

બ્રહ્મી લોકો ઘણા સ્વચ્છ રહે છે. તેઓ નદીએ કે કુવા આગળ દરરોજ બે વાર નહાય છે.

દેશમાં ઠેકાણે ઠેકાણે દેવલો ને મઠો માલમ પડે છે. બ્રહ્મી લોકો બુદ્ધધર્મ પાળે છે. તેમના સાધુ મઠમાં રહે છે. તેઓ શહેરમાં ફરી લોકો પાસેથી અન્ન મેળવી ગુજરાન ચલાવે છે. સાધુઓને અન્ન આપવું એ લોકો પોતાનો ધર્મ સમજે છે. સાધુનાં માથાં મુંડિત હોય છે અને તેઓ પીળા ઝભ્ભા પહેરે છે. તેમની સાથે છોકરાઓ હોય છે, તેમના હાથમાં ભિક્ષાપાત્ર હોય છે.

દરેક બ્રહ્મી કુમાર થોડો વખત મઠમાં રહે છે. તે પીળો ઝભ્ભો પહેરે છે ને ભિક્ષાથી નિર્વાહ કરે છે. મઠના વડીલ સાધુઓની તે સેવા કરે છે અને તેમની પાસેથી લખતાંવાંચતાં, દાખલા, તેમજ બુદ્ધધર્મનાં પુસ્તકો શીખે છે.

બારેક વર્ષની વયે છોકરીના કાન વીંધવામાં આવે છે. એ દિવસ ભારે ઉત્સવનો ગણાય છે.

છોકરાના પગ હાથી, વાઘ, ને વાંદરાં જેવાં પ્રાણીનાં ચિત્રોથી રંગવામાં આવે છે.

દેશમાં ઘણા પાળેલા ને વગડાઉ હાથી નજરે પડે છે. પાળેલા હાથીની પાસે સાગનાં લાકડાં સિંચાવવાનું ને સાંકળ વડે લાકડાં ખેંચાવવાનું કામ કરાવવામાં આવે છે.

---

## પાઠ ૫૮મો

### આપત્તિમાં બુદ્ધિ ખીલે છે, ભાગ ૧લો

એક માછી હતો તે એટલો બધો ગરીબ હતો કે પોતાનું, પોતાનાં છોકરાંનું, ને પોતાની સ્ત્રીનું ગુજરાન મહામહેનતે ચલાવતો. તેમ છતાં તેણે નિયમ કર્યો હતો કે કોઈ પણ દિવસ ચારથી પાંચમી વાર જાળ પાણીમાં નાખવી નહિ. ચાર વાર જાળ નાખતાં પણ માછલાં હાથ ન આવે તો તે દિવસે તે ખાલી હાથે ઘેર જતો.

એક દિવસ તે પાછલી રાતે ઘેરથી નીકળ્યો ને મળસકે વહેલો દરિયાકિનારે જઈ પહોંચ્યો. કપડાં કાઢી જાળને તેણે દરિયામાં પાથરી ને જ્યાં ખેંચવા માંડી કે તે એને ખૂબ ભારે લાગી. તે ખુશ થયો કે આજે તો ઠીક બોજો હાથ આવ્યો છે. પરંતુ તેણે જાળ ખેંચી કે તેમાંથી ગધેડાનું શબ નીકળ્યું. તે અત્યંત દિલગીર થયો.

તેણે ફરી જાળ પાથરી. ફરી તેને જાળ ખેંચતાં તે ખૂબ ભારે લાગી. બહાર કાઢતાં તેને કાદવ ને પત્થરની ભરેલી ગુણ માલમ પડી. તેણે નિસાસો મૂક્યો કે નસીબ! મને શું કામ હેરાન કરે છે? દયા કર.

તેણે ત્રીજી વાર જાળ નાખી. તેને ખેંચી એટલે સીપો ને કાદવનો લોંદો નીકળ્યાં. તેના મનની સ્થિતિ ભાગ્યેજ કલ્પી શકાય એવી થઈ ગઈ.



ચોથી ને છેલ્લી વાર તે માછીએ જાળ પાથરી. તેણે

તે બહાર ખેંચી તો તેમાં એક બંધ વાસણ માલમ પડ્યું. તેને સીસાથી ચોકસ બંધ કરી દેવામાં આવ્યું હતું ને સીસા-વાળા ભાગ પર સિક્કો મારેલો હતો. તેને લાગ્યું કે વાસણમાં નક્કી કંઈ દલ્લો હશે. હું તેના માલીકને આપીશ તો મને કંઈ ઇનામ મળશે. તે વડે હું બજારમાંથી દાણો આણીશ. એમ વિચારીને તેણે સિક્કો તોડી ઢાંકણું જરા ઉઘાડ્યું. ઢાંકણું ઊઘડ્યું કે તે વાસણમાંથી ધુમાડાના ગોટેગોટ નીકળ્યા, તે જોઈ તે આશ્ચર્ય પામ્યો. ધુમાડો ખૂબ ઊંચો ગયો ને થોડી વારમાં આકાશ બધું કાળું કાળું થઈ ગયું. જોતજોતામાં એ ધુમાડો પ્રસરી ગયો કે એકઠો ઘાટો થતો ગયો ને અદ્ભુત રીતે તે ધુમાડામાંથી એક રાક્ષસનું સ્વરૂપ ઉત્પન્ન થયું.

તે દેખી માછી ગભરાયો. તેણે તે રાક્ષસને પૂછ્યું, તું કોણ છે? તું શા માટે આ વાસણમાં આમ ગોંધાયો હતો?

રાક્ષસે ઉત્તર દીધો, હું તને મારી નાખનાર છું. તું મારી સાથે નરમાશથી બોલ. તને મારતા પહેલાં તારા પર મહેરબાની કરીશ.

માછીએ પૂછ્યું, શી મહેરબાની કરીશ?

રાક્ષસે કહ્યું, તને કેવી રીતે મારી નાખું તે વિષે તને હું પસંદગી આપવા માગું છે, એ મારી તારા પર મહેરબાની.

માછી બોલ્યો, પણ મેં તારૂં શું બગાડ્યું છે? તું શાથી મારા પર ગુસ્સે થયો છે? મેં તને વાસણમાંથી બહાર કાઢ્યો તે મારી ભલમનસાઈનો તું શું આવો બદલો વાળે છે?

રાક્ષસે કહ્યું, એ સિવાય હું બીજું કંઈ તને કરી શકું એમ નથી. એ વિષે ખાતરી કરવી હોય તો મારો વૃત્તાંત સાંભળ.

---

# પાઠ ૫૯મો

## આપત્તિમાં બુદ્ધિ ખીલે છે, ભાગ ૨જો

હું એક દૈવી સત્ત્વ હતું પણ ઈશ્વરની સત્તા કબૂલ કરવા કરતાં તેનો કોપ સહન કરવો પણ મારૂં સ્વાતંત્ર્ય ન ખોવું એવી મને જીદ હતી. ઈશ્વરે મને શિક્ષા કરી આ વાસણમાં પુરાવ્યો અને તેનું મોં બંધ કરી સિક્કો મરાવ્યો કે મારાથી બહાર નીકળી શકાય નહિ. વાસણમાં ગોંધાયા ગોંધાયા મેં વિચાર કર્યો કે મને પહેલાં સો વર્ષમાં આમાંથી કોઈ છોડવશે તો તેને હું પૈસાદાર બનાવીશ. એ સૈકો ચાલ્યો ગયો. મેં પાછો વિચાર કર્યો કે મને બીજા સૈકામાં કોઈ છોડવશે તો પૃથ્વીમાંનાં તમામ મૂલ્યવાન્ રત્નો તેને આપીશ. એ સૈકો પણ ગયો ને હું તો ગોંધાયોજ રહ્યો. ત્રીજો સૈકો આવ્યો. મેં વિચાર કર્યો કે આ સૈકામાં મને કોઈ છોડવશે તો હું તેને રાજા બનાવીશ, એટલુંજ નહિ પણ તેના ગમે તેવા ત્રણ હુકમ દરરોજ અમલમાં મૂકીશ. આ સૈકો પણ ચાલ્યો ગયો. છેવટે હું થાક્યો ને મેં વિચાર કર્યો કે હવે મને જે કોઈ છોડવશે તેને હું નિર્દય થઈ મારી નાખીશ. તેને દયા એટલીજ બતાવીશ કે મારે તેને કેવી રીતે મારવો તેની પસંદગી હું તેને કરવા દઈશ. તેં મને છોડાવ્યો; માટે હું તારી સાથે એવી રીતે વર્તીશ.

માછીને લાગ્યું કે હવે મરવાનું નજીક આવ્યું છે. આપત્તિમાં બુદ્ધિ ખીલે છે. અન્ય કોઈ સમયે બુદ્ધિને જે ન સૂઝે તે દુઃખને સમયે સૂઝે છે. મોતની ગભરામણમાં માછીને

એક યુક્તિ સૂઝી આવી. તેણે રાક્ષસને એક પ્રશ્ન પૂછ્યો, શું તું ખરેજ આ વાસણમાં પુરાએલો હતો ?

રાક્ષસે કહ્યું, અલબત. હું અંદરજ હતો. એ વિષે તને શક લાવવાનું કંઈ કારણ નથી.

માછીએ કહ્યું, તારૂં કદ જોતાં હું એ માની શકતો નથી. હું તને અંદર પેસતાં જાતે જોઉં તોજ એ વાત માનું.

આ શબ્દો સાંભળતાં વારને રાક્ષસ પાછો ધુમાડાના રૂપમાં ફેરવાઈ ગયો. આકાશમાં ધુમાડાના ગોટેગોટ થયા ને ધીમે ધીમે તે ધુમાડો વાસણમાં દાખલ થયો. પછી તે બોલ્યો, કેમ રે અલ્યા, શ્રદ્ધા વિનાના મૂર્ખ, હવે તો તને ખાતરી થઈને ? જો હું આખો વાસણમાં સમાયો છું.

માછીએ કહ્યું, અલ્યા રાક્ષસ, લે ત્યારે હવે તારો વારો આવ્યો. હવે તું માગ કે હું તને શી રીતે મારૂં. એ શબ્દોની સાથેજ માછીએ તે વાસણનું ઢાંકણું દઈ દીધું ને તે વાસણ દરિયામાં ઝોકાવી દીધું.

તે રાક્ષસ અંદરથી બોલ્યો, અરે ભાઈ ! મેં તો તારી મજાક કરી હતી. હું કંઈ તને મારી નાખવાનો નહોતો. મને બહાર કાઢ.

માછીએ કહ્યું, હું છેતરાઉં એવો મૂર્ખ તું મને ન માન. હવે હું તને કદાપિ બહાર કાઢનાર નથી.

---

## પાઠ ૬૦મો

## દલ્લો એટલે દુઃખ

એક વખત એક ગામમાં એક નાણાવટીના ઘર આગળ એક દરજીની દુકાન હતી. દરજી સવારથી સાંજ સુધી કપડાં

સીવતો ને કામ કરતાં કરતાં ગાયનો લલકારતો. આ રીતે તે આનંદમાં વખત ગાળતો. એક વખત નાણાવટીએ ઘેરથી બહાર જતાં એને પૂછ્યું, ભાઈ તું વરસે દહાડે કેટલું કમાય છે!

દરજીએ કહ્યું, વરસે દહાડે શું કમાઉં છું! વરસે દહાડે શું કમાઉં છું તેની મને ખબર નથી. હું તેની નોંધ રાખતો નથી. પણ હું એટલું જાણું છું કે વરસને અંતે મારી જમે-ઉધાર બાજુઓ બરાબર થઈ રહે છે. હું મારે મારૂં જીવન કોઈ રીતે દેવાદાર બન્યા વિના જીવી શકું છું.

નાણાવટીએ કહ્યું, ભાઈ મેં તને પૈસાની તંગીમાંથી મુક્ત કરવાનો નિશ્ચય કર્યો છે. હું તને આ બસેં રૂપીઆ આપું છું, તેને તું સાચવી રાખજે અને અણીની વખતે વાપરજે.

દરજીએ આટલા બધા પૈસા કોઈ વખત એકઠા દીઠા નહોતા. તેને એટલો બધો આનંદ થયો કે આ સમણું તો નહિ હોય એમ તેને ઘણી વાર લાગ્યું. આખરે, તેને ખરીજ વાત છે એમ ખાતરી થઈ, તેથી હર્ષનો ભરેલો તે વહેલો વહેલો ઘેર ગયો અને ત્યાં જઈ ઘરમાં ખાડો ખોદી તેણે તે પૈસા દાટી દીધા.

પણ અરેરે! આ પૈસાની સાથે તેણે પોતાનો હમેશનો આનંદ પણ દાટ્યોજ ન હોય એવું થયું. અગાઉ તે આનંદમાં નિમગ્ન રહેતો ને ગીતો લલકારતો. હવે તે ચિંતામાં નિમગ્ન થયો. તેને હમેશ એજ વિચાર આવતો કે કોઈ મારૂં દાટેલું ધન લઈ તો નહિ જાય?

રાત્રે તે અગાઉ નિરાંતે ઊંઘતો તેને બદલે હવે તેને આખી રાત ઉજાગરો થતો. પૈસો સાચવવાની જંજાળ, કોઈ કોઈ પર ખોટા વહેમ, અને રખેને કોઈ ચોર આવશે એમ સતત ચિંતા-

માંજ તે આખી રાત ગાળતો. લગાર પણ અવાજ સાંભળતો કે તેને ફાળ પડતી કે એ કોઈ ચોરી કરવા તો આવ્યું નહિ હોય ! દિવસે પણ તે અનેક વાર તે જગા જોઈ આવતો.

આખરે, દહાડો ને રાત આમ ત્રાસમાં પસાર થવાથી તેને બિલકુલ કળ પડી નહિ. તેનું શરીર લેવાતું ગયું. તેનું ચિત્ત વધારે વધારે વ્યાકુળ થતું ગયું.

છેવટે, તે નાણાવટીને ત્યાં તે ગયો અને તેને વિનતિ કરી કહ્યું, ભાઈ! તમે મારી દુર્દશા વિચારી મને સુખી કરવા બસેં રૂપીઆ આપ્યા. પરંતુ મને એ રૂપીઆ મળ્યા તે દિવસથી મારી નિદ્રા ગઈ છે ને રાતે મને બિલકુલ ચહેન પડતું નથી. તમે તમારા રૂપીઆ પાછા લો ને મને મારી નિદ્રા ને મનની શાંતિ પાછાં આપો.

એમ કહી હરજીએ નાણાવટીને બસેં રૂપીઆ પાછા આપ્યા ને તે દિવસથી તે અગાઉની પેઠે આનંદમાં રહેવા લાગ્યો.

---

## पाठ ६१मो

### आपत्काळ

चोपाई

सुखनी होए सहुने आश, दुःख ना इच्छे आववूं पास;
(पण) दुखसुखथी बांध्यो प्राण, माटे दुख थावूं परमाण. १
सगां स्नेहिनां मरण न होत, धंधामां तोटा नव होत;
शरीरने रोगो नव होत, मद अभिमाने संधा जोत. २
भुलवानो छे संपत्काळ, दुर्गुणनो होराये माल;
शिखवानो छे आपत्काळ, सद्गुणनो होराये माल. ३

स्नेह, बांधवो कहां ने केम, शिखाये जेम पडे दुख तेम;
स्नेहिओना स्नेह कसाय, पारकुं पोतीकूं परखाय. ४
दुखनो अनुभव ज्यारे थाय, घणी घणी चूको समजाय;
बीजां पर रहेमे जोवाय, दया थकी शुभ दान कराय. ५
मदमाता मूके अहमेव, फुलासनी मूकी दे टेव;
थाय बंध हसता नादान, थाय बंध करता अपमान. ६
दुखिया नर्मद मा च्हीडीश, भीड भांजशे भड जगदीश;
धीरज राखी रहेजे भाई, नीतिने धरि राखी स्हाई. ७

नर्मद

---

# પાઠ ૬૨મો

## આચારમાં શિષ્ટતા

મનુષ્ય કેળવાએલો છે કે જંગલી છે તે તેના બોલવા-ચાલવા પરથી જણાઈ આવે છે. સંસ્કારી કુળમાં ને સંસ્કારી પરિસ્થિતિમાં ઉછરેલાં છોકરાંના વર્તનમાં શિષ્ટતા ને સંસ્કાર ખુલ્લાં માલમ પડે છે.

માબાપની ફરજ છે કે તેમણે પોતાનાં વર્તનથી ને ઉપદેશથી બાળકને સભ્યતા શિખવવી. વડીલો પ્રતિ, ગુરુ પ્રતિ, અને જાહેર સભામાં બોલવામાં તેમજ વર્તવામાં કેવો વિવેક રાખવો તેનું શિક્ષણ બાળકને આપવાની પ્રથમ ફરજ માબાપની ને પછી ગુરુની છે.

વડીલ પાસે જવાનો પ્રસંગ આવે ત્યારે તેમનાથી યોગ્ય અંતરે ઊભા રહેવું એ શિષ્ટતાની રીત છે. કેટલાક તેમના કાનમાં કહેવા જતા હોય એટલા બધા તેમની પાસે જાય છે, એ સંસ્કારની ખામી દર્શાવે છે.

કોઈ કામસર કોઈને મળવા જવું હોય તો ત્યાં કામજોગી વાત કરી પાછા ફરવું. તેમનો નકામો વખત લેવો નહિ. તમને વખતની કિંમત ન હોય પણ તેઓ કામમાં હોય. વળી અંગ્રેજ લોકોની પેઠે આપણામાં કામજોગી વાત થઈ રહે એટલે ઊભા થઈ રજા આપવાની રીત નથી. તેથી મોટા માણસો મનમાં અકળાય, પણ મળવા આવનારને તેમનાથી જાઓ એમ કહેવાય નહિ. પરિચય ગાઢ હોય ત્યારે તેમની સ્થિતિ વધારે કફોડી થઈ જાય છે; માટે જેમને મળવા જાઓ તેમનો બહુ વખત રોકશો નહિ.

પાંચ માણસ બેઠાં હોય તેમની વાતમાં તમારે બોલવાનો પ્રસંગ આવે તો સભ્યતાપૂર્વક જરૂરજોગું બોલવું. કેટલાકને એવી ટેવ હોય છે કે પોતેજ બોલબોલ કરે છે, બીજાને બોલવાનો અવકાશજ આપતા નથી. એવું વર્તન અસંસ્કારી ને અશિષ્ટ ગણાય છે.

બિનકારણ કોઈને ખોટું લગાડવું એ પણ અશિષ્ટ આચાર છે. કોઈને કંઈ કહેવાની જરૂર પડે તો તેમ કરવામાં તેની લાગણી દુખવવાની જરૂર નથી. આજ્ઞા કરવામાં, હાથ નીચેના માણસો પાસે કામ લેવામાં, મનુષ્ય પ્રિય વાણી ને સભ્યતા વડે પોતાનું ધારેલું સહેલાઈથી કરી શકે છે; માટે કોઈ પણ પ્રસંગે તોછડાઈ બતાવવી નહિ.

નિર્મિત વખત પાળવો. જે વખતે હાજર થવાનું કે મળવાનું કહ્યું હોય તેજ વખતે હાજર થવું કે મળવું એ પણ શિષ્ટાચાર છે.

વખત પાળો ને વખતસર કામ કરો. એથી કામમાં વ્યવસ્થા આવે છે અને માણસ ધારે છે તે પ્રમાણે કામ કરી શકે છે. ધંધાદારીઓ વખત પાળતા નથી તે જેમ અશિષ્ટ

ગણાય છે, તેમજ જે મોટા માણસો વખત આપી તે પાળતા નથી તે પણ અશિષ્ટ ગણાય છે.

---

## પાઠ ૬૩મો

### તીડ



તીડ કેટલીક વાર ખેતરો પર ટોળાબંધ પડે છે અને તમામ અનાજનો નાશ કરે છે. ગમે તેવો સારો વરસાદ થયો હોય અને અન્નનો પાક ગમે તેવો પુષ્કળ થયો હોય તોપણ તીડો આવી ચઢે તો થોડાજ વખતમાં બધાં ખેતરોને વેરાન કરી નાખે છે.

તીડ એક જંતુ છે અને બધા જંતુની પેઠે તેના ત્રણ ભાગ છેઃ માથું, છાતી, ને પીઠ. તેનું માથું મોટું હોય છે ને શરીર જાડું હોય છે. તેને ચાર પાંખ ને છ પગ હોય છે.

બધાં તીડો કદમાં સરખાં હોતાં નથી. કેટલાંક માત્ર પા ઇંચ લાંબાં હોય છે; પણ કેટલાંક પાંચ ઇંચ જેટલાં લાંબાં હોય છે.

તેની પાંખો લાંબી ને સાંકડી હોય છે. તે ઘણી પાતળી ને હલકી હોય છે. જ્યારે તે વપરાતી નથી ત્યારે તેને વાળી દીધેલી હોય છે ને તે આખા શરીરને ઢાંકી દે છે.

તેના આગલા ને વચલા પગ નાના હોય છે; પણ પાછલા બે પગ ઘણા મોટા ને જબરા હોય છે. જ્યારે તે જમીન પર ઊભું રહે છે ત્યારે તેના પાછલા પગ તેના શરીરથી ઊંચા દેખાય છે.

તેની આંખ સાદી ને સંયુક્ત હોય છે; તેની સ્પર્શની ઇન્દ્રિય ટૂંકી હોય છે. તેનાં જડબાં ઘણાં મજબૂત હોય છે અને તે વડે તે સખ્ત ડંખ મારે છે.

બીજા જંતુની પેઠે તીડથી ચાલી કે દોડી શકાતું નથી. પણ તેની પાંખ લાંબી હોવાથી તે વડે તે દૂર સુધી ઊડી શકે છે અને તેના પાછલા પગ લાંબા ને મજબૂત હોવાથી તે તે વડે મોટા કૂદકા ભરી શકે છે.

તીડ અવાજ કરે છે તે તેના મોંમાંથી થતો નથી. પાછલા પગ બહારની પાંખની કોર સાથે ઘસાવાથી એ અવાજ થાય છે.

તીડની માદા જમીનમાં ખાડા ખોદી તેમાં ઈંડાં મૂકે છે. તે સેવાય છે ત્યારે તેમાંથી નીકળેલાં બચ્ચાં આકારમાં તીડને મળતાં આવે છે, પણ તેને પાંખ હોતી નથી. આ સ્થિતિમાં તે પુષ્કળ ખાય છે અને તેથી જલદી વૃદ્ધિ પામે છે. વૃદ્ધિ પામતાં તેઓ ઘણી વાર પોતાની ખોળ કાઢી નાખે છે. આખરે, તેઓ સંપૂર્ણ વૃદ્ધિ પામી જંતુ બને છે.

તીડો પાંતરાં ને લીલાં ઝાડ ખાઈને જીવે છે. તે ગરમ

દેશમાં માલમ પડે છે. એશિઆ ને આફ્રિકાના કેટલાક ભાગમાં તેમજ યુરેપના દક્ષિણમાં તીડો જથાબંધ જોવામાં આવે છે. લાખોનાં ટોળાં સાથે ફરે છે અને લીલોતરી ખાઈ જઈ ગામોનાં ગામ વેરાન કરી નાખે છે.

---

# पाठ ६४मो

## समस्या

### छप्पा

कोण पृथ्विथी मोढ, कोण अणुथी पण नानो;
कोण पवनथी पहेल, कोण देवोथी दानो;
कोण इंदुथी विमळ, कोण अग्नीथी तातो;
पयथी उज्ज्वळ कोण, कोण मदिराथी मातो;
वळि कवण तेज तरणी थकी, कोण शर्कराथी गळी;
कवि सामळ कहे उत्तर लखो, तो तो प्होंचे मन रळी. १

कवण तरणथी तुच्छ, कवण मणिथी छे मोघो;
स्वर्णथि शोभे कवण, कवण कुशकाथी सोंघो;
कवण बरासथि बहेक, कवण काजळथी काळो;
कवण लोहथी कठण, कवण बाळकथी बाळो;
वळि कवण वींछिथी वेदना, कवण सरवथी छे गळी;
सामळ मेलुं शुं मेसथी, कहो तो प्होंचे मन रळी. २

### उत्तर

महिथी मोटुं दान, अणूथी लोभी नानो;
पवनथी पहेलुं मंन, विवेक देवोथी दानो;

चंद्रथि निर्मळ क्षमा, क्रोध अग्नीथी तातो;
दुधथी उजळो यश, अमल मदिराथी मातो;
छे तेज तरणिथी नेत्रनुं, गरज साकरथी छे गळी;
सामळ कहे उत्तर लख्यो, प्होंची तेनी मन रळी. ३
तृणथी जाचक तुच्छ, मणीथी सद्गुण मोंघो;
स्वर्णथि शोभे सपुत, गरिब कुशकाथी सोंघो;
कीर्ति बरासथि बहेक, कपुत काजळथी काळो;
सूम लोहथी कठण, अज्ञ बाळकथी बाळो;
दुरवचन वींछीथी वेदना, मिष्ट वाणि सउथी मळी,
छे कलंक मेलुं मेंसथी, प्होंची तेनी मन रळी. ४
सामळ

---

## પાઠ ૬૫મો

### જ્યૉર્જ સ્ટીવન્સન, ભાગ ૧લો

જ્યૉર્જ સ્ટીવન્સનનું નામ આગગાડીની શોધની સાથે જોડાએલું છે. એ કોલસાની ખાણમાં કામ કરનાર એક ગરીબ મજુરનો અભણ પુત્ર હતો. એની ઉમર ૮ વર્ષની હતી ત્યારે એના બાપે એને ગાયો ચરાવવાનું કામ સોંપ્યું હતું. એ જરા મોટો થયો ત્યારે એને ખેતરમાં મજુરીનું કામ સોંપવામાં આવ્યું હતું.

જુવાન થયો એટલે એને એના પિતાએ ખાણમાંથી પાણી ઉલેચવાના વરાળથી ચાલતા એન્જિન પર મજુરીના કામમાં ગોઠવ્યો. એન્જિન પર એ મજુરી કરતો ત્યારે

તેના જુદા જુદા ભાગો સાફ કરવામાં, તે જુદા પાડવામાં,



પાછા એકઠા કરવામાં, અને એન્જિન કેમ ચાલે છે તે જોવામાં એને બહુ મઝા પડતી. આથી એની અવલોકનશક્તિ ખૂબ ખીલી. એન્જિનો સાથે એ આ પ્રમાણે રમતો ત્યારે એન્જિનો જાત જાતનાં હોય છે અને તેનું વર્ણન પુસ્તકોમાંથી મળે છે એમ એણે સાંભળ્યું.

એને તો અક્ષરજ્ઞાન નહોતું, તેથી એને એમ લાગ્યું કે મને વાંચતાં આવડતું હોય તો હું ઘણું જાણી શકું. પોતાનું અજ્ઞાન એને સાલવા માંડ્યું, પણ એથી એ નિરાશ ન થયો. એ નિરુદ્યોગી નહોતો. એણે નિશ્ચય કર્યો કે મારે ભણવું અને એક ગરીબ શિક્ષકને થોડુંક વેતન આપી એ નવરાસની વખતે વાંચતાં શીખ્યો.

એકવીસ વર્ષની ઉમરે એ પરણ્યો. હવે એણે મુખ્ય મજુરીનું કામ કરવા ઉપરાંત ઘડિયાળ સમી કરવાનું કામ કરવા માંડ્યું. આ કામમાં પણ સંચાના ભાગોનો પરસ્પર સંબંધ કેવો હોય છે તે જોવાની એને તક મળી. આ કામ કરવાનો એનો ખાસ હેતુ જુદો હતો. એણે ભવિષ્યના એક ભાષણમાં તે હેતુ નીચે પ્રમાણે દર્શાવ્યો હતો:—

મારા ગૃહસ્થ જીવનની શરૂઆતમાં મારો પુત્ર રૉબર્ટ નાનો હતો ત્યારે મેં વિચાર્યું કે હું જેમ કેળવણીમાં પછાત છું તેમ એ રહેવો ન જોઈએ; માટે મારે એને સારી નિશાળ-માં ભણાવવો જોઈએ ને સારૂં શિક્ષણ આપવું જોઈએ. હું ગરીબ અવસ્થામાં હતો, તેથી મેં એને ભણાવવાની જોગવાઈ શી રીતે કરી તે તમે ધારી શકશો? મેં પાડોશીઓની ઘડિ-યાળો સમી કરવાનું કામ કરવા માંડ્યું. રાતરાતનો નવરાસની વખતે હું તે કામ કરતો અને એ રીતે મેં મારા છોકરાને કેળવવાનાં સાધન એકઠાં કર્યાં.

ધન્ય છે આ ગરીબ છતાં સમજુ પિતાને! પુત્રની કેળવણી માટે એને કેટલી ચીવટ!

આમ ઘડિયાળો સમી કરવાનું કામ કરવાથી સ્ટીવન્સનનું સંચા વિષેનું જ્ઞાન વધી ગયું; એમાંથી એને ખ્યાતિ મેળવવાનો પ્રસંગ બન્યો. એક વાર એક વરાળયંત્ર એક ખાણ આગળ માંદું થઈ નકામું થયું. તેને ચાલુ કરાવવા માટે ઘણા ઇજનેરોએ પ્રયત્ન કર્યો, પણ કોઈ ફાવ્યા નહિ. છેવટે, જ્યૉર્જ સ્ટીવન્સને બીડું ઝડપ્યું. એનાથી એ કામ થશે એવી કોઈને આશા નહોતી. પણ એણે એ ફત્તેહથી કર્યું અને ભલભલાને હેરત પમાડ્યા.

એનું નામ હવે ધીમે ધીમે આગળ આવવા માંડયું. એક હોશિયાર ઇજનેર તરીકે એ પ્રસિદ્ધ થયો.

---

# પાઠ ૬૬મો

## જ્યૉર્જ સ્ટીવન્સન, ભાગ ૨જો

જ્યૉર્જ સ્ટીવન્સને હવે એન્જિનોમાં કેમ સુધારો થાય તે પર ચિત્ત દોડાવવા માંડયું. તેના વખત સુધી વરાળથી ચાલતાં એન્જિનો ખાણોમાંથી પાણી ઉલેચવાના કામમાં લેવાતાં હતાં. હજી સુધી એન્જિનની મદદથી આગગાડી ચાલતી થઈ નહોતી. તેના મગજમાં એન્જિનનો આ પ્રકારનો ઉપયોગ બહુ ઘૂમ્યા કરતો હતો.

પોતાના પુત્ર રૉબર્ટની સાથે એન્જિનોમાં સુધારા કેમ કરી શકાય તેના વિચારમાં તે ગુંથાએલો રહ્યો. ઇંગ્લંડની એક કંપનિએ તેને ઉત્તેજન આપ્યું ને ૨૭મી સપ્ટેમ્બર ઇ. સ. ૧૮૨૫ને દિવસે પહેલીજ વાર માણસને તથા ભારને સાથે ખેંચી શકે એવી પહેલીજ આગગાડી તેના બુદ્ધિબળથી ચાલી. હજારો લોકો આગગાડી ચાલતી જોવા એકઠા થયા હતા અને સિસોટી વાગી ૪૫૦ માણસો ને સુમારે ૯૦ ટનનો બોજ ખેંચી આગગાડી ચાલી કે તે જોઈ લોકોનો હર્ષ માયો નહિ. ૬૫ મિનિટમાં તે ૮$\frac{3}{4}$ માઇલ ચાલી તે તો તેમને ઘણું સારૂં લાગ્યું.

સ્ટીવન્સને લોકોને આશા આપી કે એન્જિનમાં સુધારા થશે તો તે કલાકના ૨૦ માઇલ ચાલી શકશે. કેટલાકે એ વાત હસી કાઢી. પાર્લમેંટના કેટલાક સભાસદો તો એટલે

સુધી ગયા કે તેમણે કહ્યું, આવા વિચાર દર્શાવનાર ઇજનેર ગાંડાની ઇસ્પિતાલમાં જવાને લાયક છે. કલાકના ૨૦ માઇલ તે કંઈ મુસાફરી શકય થાય !

ઇ. સ. ૧૮૨૯માં એક જાહેર ખબર પ્રસિદ્ધ કરવામાં આવી કે કલાકના ૧૦ માઇલની ઝડપે અમુક ભાર ખેંચી જે એન્જિન અમુક જગાએ જઈ શકશે તે એન્જિનના બનાવનારને ૫૦૦ પાઉંડ ઇનામ આપવામાં આવશે. આ હરીફાઈમાં ત્રણ ઇજનેરોએ ભાગ લીધો, તેમાં જ્યૉર્જ સ્ટીવન્સન એક હતો. ત્રણમાંથી એકનું એન્જિન માંદું થઈ શરતમાંથી ઊચું બેઠું. બીજાનું એન્જિન ૧૫ માઈલને વેગે ચાલ્યું ખરૂં, પણ ચાલતાં ચાલતાં તેનું સાંચાકામ બગડયું. સ્ટીવન્સનનું એન્જિન ૨૯ માઇલની ઝડપે ચાલ્યું. આ પ્રમાણે ઇનામની શરતમાં જાહેર કર્યો કરતાં ત્રણ ગણી ઝડપ તેના એન્જિનની નીવડી અને તેને ઇનામ મળ્યું. એ જોઈ ઘણા લોકો આશ્ચર્ય પામ્યા. તેમને લાગ્યું આ વાત ખરી હશે કે ભ્રાંતિ ? આમ ફરી બની શકશે ખરૂં ?

આ ભ્રાંતિ છે કે સત્ય તે સહુ કોઈ જાણે છે. હવે તો કલાકની ૩૦, ૪૦, કે કેટલીક સખ્ત જમીન પર ૬૦ માઇલની ઝડપે પણ એન્જિનો ચાલી શકે છે. આપણે જે રોજ જોઈએ છીએ તે બનાવ અસ્તિત્વમાં આવતાં ને તે પહેલાં કેવો અશકય જેવો લાગતો હતો !

સ્ટીવન્સનને ફત્તેહ મળી તેનું કારણ શું ? તેનું કારણ એ કે તે જાતે સંચા તપાસતો, તેના ભાગો કેમ જોડાએલા છે તે વિચારતો, અને તેમાં સુધારા કેમ થઈ શકે તેનું સતદિવસ મનન કરતો.

મોટી શોધો ને તેમાં થતા સુધારા એ કંઈ ઈશ્વરી ચમત્કાર નથી. તે બુદ્ધિમાન્ માણસોના સતત, વ્યવસ્થિત રીતે લેવાએલા પરિશ્રમનું ફળ હોય છે.

સ્ટીવન્સને આખી જિંદગી મહેનતુ ને સાદા માણસ તરીકે ગાળી. એક વખત એક છેલબટાઉ જેવો જુવાન માણસ તેની સલાહ લેવા ગયો. તેને તેણે નીચે પ્રમાણે સલાહ આપીઃ—

"મને આશા છે કે તમે મને માફ કરશો. હું સ્પષ્ટ વક્તા છું. તમારા જેવા દેખાવડા ને કંઈક ચંચળ, એવા તરુણ પુરુષ આમ ફાંકડી ઢબનો ડગલો પહેરે, સાંકળીઓ લટકાવે, ને તેમ કરી પોતાની જાતને કદ્રૂપી બનાવે તે જોતાં મને દિલગીરી થાય છે. તમારી ઉંમરે મારા હૃદયમાં મેં આવી બાબતો વિષે વિચારો ભર્યા હોત તો હાલ જે સ્થિતિએ હું પહોંચ્યો છું તે સ્થિતિએ કદી આવ્યો નહોત, તેમજ બીજા કશામાં નહિ તો આગગાડીની બાબતમાં તો હાલ આપણે જે પ્રગતિ કરી શકયા છીએ તે કદી કરી શકયા નહોત."

આ ઉપદેશ અક્ષરે અક્ષર ખરો ને બોધક છે.

---

# પાઠ ૬૭મો

## કરકસર

પૈસાનાં કંઈ ઝાડ નથી ઊગતાં. તે મેળવવો અઘરો છે, ખરચી દેવો સહેલો છે. દરેક માણસે કરકસર કરવાની ટેવ પાડવી જોઈએ.

કરકસર કરવા માટે કોઈ જાતની ખાસ શક્તિ જોઈતી નથી; નથી તેમાં ખાસ હિંમત જોઈતી કે નથી તેમાં ખાસ

બીજા સદ્ગુણ જોઈતા. દરેક માણસ ચાહે તો કરકસર કરી શકે. તે કરવા માટે જે જરૂરનું છે તે ડહાપણ ને આત્મસંયમ છે. જે માણસ પોતાના મનમાં ભવિષ્યનું ચિત્ર ખડું કરી શકતો નથી તે માણસ બહુ મુશીબતથી કરકસર કરી શકે છે. જે માણસને ખાવાપીવાની ને મોજશોખ ભોગવવાની લલુતા હોય છે તે પણ ઘણી મુશીબતથી કરકસર કરી શકે છે. જે માણસ ઇન્દ્રિયોને વશ રાખી શકતો નથી તે ઇન્દ્રિયોને ગમે તે માર્ગે તૃપ્ત કરવા લલચાય છે. તે નીતિના દબાણમાં રહી શકતો નથી, તો પૈસો તો તેના મનમાં શી વિસાતમાં ?

કરકસર કરવા માટે મોટા ખરચો અટકાવવા તરફ લક્ષ આપવું જેટલું જરૂરનું છે તેથી વધારે જરૂરનું નાના ખરચો અટકાવવા તરફ લક્ષ આપવું એ છે. મોટા ખરચ તો એની મેળે આપણી છાતીએ લાગે છે. તે કંઈ નજર બહાર જઈ શકતા નથી. પણ નાના ખરચને વિષે તેમ નથી. થોરો ખરચ કરતાં માણસ વિચાર કરતો નથી. કંઈ નહિ, આના, બે આના, કે ચાર આનાનો શો હિસાબ છે એમ તે ગણના કરે છે; પરંતુ નાની નાની રકમનો સરવાળો મોટો થશે તે તેના ખ્યાલમાં આવતું નથી. માણસ થોડો થોડો પણ નકામો ખરચ બચાવે તો કેવો સુખી થઈ શકે !

દરેક માણસે પોતાની સ્થિતિ મુજબ રહેવું એ તેની ફરજ છે ને આમ કરવા માટે કરકસર તદ્દન આવશ્યક છે. જે માણસ પોતાની સ્થિતિને અનુસરીને રહેતો નથી તે પ્રામાણિક કે સ્વતંત્ર રહી શકતો નથી. તેને જ્યાંથીત્યાંથી ગમે તે માર્ગે દ્રવ્ય સંપાદન કરવાનું જરૂરનું લાગે છે. તેવે વખતે તે સારાંનરસાંનો ક્યાંથી વિચાર કરી શકે ? તે સ્વતંત્ર પણ ક્યાંથી રહી શકે ?

કરકસર કરનાર માણસ વ્યવસ્થિત ને નિયમિત જીવન જીવે છે. તે અવ્યવસ્થિત રીતે દ્રવ્ય ખરચે તો તેની ગણતરી ખોટી પડે ને ગણતરી પ્રમાણે ખરચ કર્યા વિના કરકસર થઈ શકે નહિ.

કરકસર સર્વથા ઇષ્ટ છે; પણ કદરીપણું ને હલકટપણું સર્વથા વર્જ્ય છે. કદરી માણસ પોતાના ને પોતાના કુટુંબના આવશ્યક સુખસગવડના પદાર્થો મેળવવામાં કસર કરવા જાય છે. તે દુઃખી થાય છે ને બીજાંને દુઃખી કરે છે. સાંકડા મનના, નીચ પુરુષ થવું એ પણ એવુંજ તિરસ્કારને પાત્ર છે. કરકસર કરવી એનો અર્થ એમ નથી કે કોઈને મદદ ન કરવી કે યોગ્ય ધર્માદા કામમાં પૈસો ન ખરચવો. માણસે સ્વાર્થી ન બનવું. પૈસો કમાઈ માત્ર પોતાનાજ સુખમાં જે માણસ વાપરે છે તે પાશવ જીવન જીવે છે.

કરકસર કરનાર માણસ ઇચ્છે તો બીજાઓને સહેલથી મદદ કરી શકે છે. દુનિયામાં વધારે કમાઈ ઉડાઉ રીતે રહેનારા માણસો બીજાંઓને જેટલી દ્રવ્યની મદદ કરી શકે છે તેના કરતાં સાધારણ કમાનારા પણ કરકસરથી રહેનારા વિવેકી માણસો નાને નાને પ્રસંગે બીજાંને અનેક રીતે વધારે મદદ કરે છે.

---

# पाठ ६९मो

## हरकतमां बरकत

### पद—रागकालिंगडो

हरकतमां बहु बरकत, मनवा, धरि नरतनु ना डर रे;

थई रहि उलटो तत्पर, मनवा, सामो मळवा फर रे.
हरकतमां० टेक

हरकतने तूं होंसे मळजे, बाह्य रूप नव जोतो;
भितर निरखतां पामिश नसिहत, लाभ नथी ए छोटो. मनवा० १

हरकतरूपी सराणे च्हडतां, तनमनकाट कपाए;
हरकतरूपी कसोटीएथिज, म्होटूं मन परखाए. मनवा० २

हरकत साथे कुस्ति करे जे, तेज खरो पुरुषार्थी;
हरकत अन्य जनोनि हरे जे, तेज खरो परमार्थी. मनवा० ३

महापुरुष जे थया छे पूर्वे, हरकतमां उछरेला;
अमर नाम ते मूकी गया छे, ते गुरु आपण चेला. मनवा० ४

परदुःखभंजन विक्रम, शंकर, हरिश्चंद्र, प्रह्लादे;
हरकत शिर पर उठावि लीधी, सह्यां दुःखो अतिस्वादे. मनवा० ५

वृक्षोने ज्यम खातर मळतां, फळफुलथी ते फाले;
बुद्धिमान जन त्यम हरकतमां, बरकत व्होळी भाळे. मनवा० ६

विरला अनुभवि एह वातनो, ऊंडो मर्म पिछाने;
हरकतथी न हठे शुर मर्दो, मोज घणेरी माने. मनवा० ७

विजय मस्त हूं हरकतकेरा, प्रसंगने मळवामां;
ईशकृपाथी हरकत देखूं, बरकतरूप तखतामां. मनवा० ८

विजयाशंकर

---

# પાઠ ૬૯મો

## ધૂમકેતુ, ભાગ ૧લો



તમે ધૂમકેતુ જોયો છે? એને પૂંછડીઓ તારો પણ કહે છે. ઘણે વર્ષે એ આકાશમાં નજરે પડે છે અને એ દેખાય છે ત્યારે ઘણા વહેમી લોકો એને અનિષ્ટસૂચક માને છે.

પ્રાચીન લોકો ધૂમકેતુને મોટો ઉત્પાત સમજતા. તેઓ એમ માનતા કે એ દેખાય છે ત્યારે પૃથ્વી પર અનેક વિપત્તિઓ

આવી પડે છે. મોટાં સંહારકારક યુદ્ધો થાય છે, કે દુકાળ પડે છે, કે મરકી ફાટી નીકળી લોકોનો ઘાણ કાઢે છે.

મધ્ય યુગમાં પાશ્ચાત્ય દેશોમાં એવું માનવામાં આવતું કે ધૂમકેતુ એ સંક્રુદ્ધ થએલા પ્રભુના જમણા હાથમાંથી ફેંકેલો અંગારો છે.

સત્તરમા સૈકામાં જર્માનમાં બિલાડીઓની મોટી સંખ્યા નાશ પામી તેનું કારણ ધૂમકેતુ દેખાયો હતો તે ગણવામાં આવ્યું હતું.

હવે કેળવણીના પ્રચારથી લોકો સમજતા થયા છે કે ધૂમ-કેતુ આકાશમાં દેખાય છે તેથી પૃથ્વી પર સારી કે માઠી અસર થતી નથી.

દરેક પ્રકાશિત ધૂમકેતુના ત્રણ ભાગ છે:—માથું, વચલો ભાગ, ને પૂંછડી. ઝાંખા ધૂમકેતુ, જે દૂર્બીનથીજ જોઈ શકાય છે, તેને સાધારણ રીતે પૂંછડી હોતી નથી. એવા પૂંછડી વિનાના ધૂમકેતુઓ પૂંછડીવાળા ધૂમકેતુઓ કરતાં ઘણાજ વધારે છે. કેટલાક ધૂમકેતુઓને બે, ત્રણ, કે છ પૂંછડી હોય છે.

ધૂમકેતુઓ સૂર્યની પાસે દેખાય છે ત્યાર પછી ઘણે વર્ષે પાછા દેખાય છે. તે સૂર્યની આસપાસ ઘણાજ દીર્ઘ વર્તુલમાં ફરે છે. હૅલી નામના પ્રસિદ્ધ ખગોળવેત્તાએ જે ધૂમકેતુ શોધી કાઢ્યો છે તે તેના નામથી જાણીતો થયો છે ને તે ૭૩, ૭૪ વર્ષે ફરી દેખાય છે.

હૅલીએ ઇ. સ. ૧૬૮૨માં એ ધૂમકેતુનું અવલોકન કર્યું. તે જાણતો હતો કે હવે ફરી તે દેખાશે તે પહેલાં હું મરી ગયો હોઈશ. તેણે કહ્યું, "અમારી ગણતરી પ્રમાણે એ ધૂમ-કેતુ ઇ. સ. ૧૭૫૮ને સુમારે ફરી દેખાશે તો નિષ્પક્ષપાતી

લોકો એમ સ્વીકાર્યા વિના રહેશે નહિ કે આ ધૂમકેતુને પ્રથમ એક અંગ્રેજે શોધી કાઢ્યો છે." ઇ. સ. ૧૭૫૮મું વર્ષ આવ્યું એટલે લોકો આતુરતાથી આકાશ નિહાળવા લાગ્યા કે હેલીનું કહેવું ખરૂં પડે છે કે ખોટું. એને મરણ પામ્યાને ૧૬ વર્ષ થઈ ગયાં હતાં. ઇ. સ. ૧૭૫૯ના માર્ચની ૧૨મી તારીખે ધૂમકેતુ દૃષ્ટિએ પડ્યો ને હેલીનું ભવિષ્યવચન સત્ય નીવડ્યું. ઇ. સ. ૧૮૩૫માં, ને ઇ. સ. ૧૯૦૯માં ફરી એ ધૂમકેતુ જણાયો હતો.

કેટલાક ધૂમકેતુ પાંચથી નવ વર્ષ સુધીમાં ફરી જણાય છે અને કેટલાક ૬૭ થી ૭૫ વર્ષમાં ફરી જણાય છે. કેટલાકને સૂર્યની પાસેથી ગયા પછી ફરી ત્યાં આવતાં લાખો વર્ષ થાય છે.

ઇ. સ. ૧૮૧૧માં એક ધૂમકેતુ દેખાયો, તે ઘણી રીતે વિચિત્ર હતો. તે પહેલો ઇ. સ. ૧૮૧૧ના માર્ચની ૨૮મી તારીખે શોધી કાઢવામાં આવ્યો અને ઇ. સ. ૧૮૧૨ના ઑગસ્ટની ૧૭મી તારીખે તે ફરી નજરે પડ્યો. માત્ર સત્તર માસ રહીને તે ફરી દેખાયો. ઑકટોબરના મધ્ય ભાગમાં તેની પૂંછડી સારી રીતે જણાઈ શકતી હતી ત્યારે આકાશમાં તે દસ કરોડ માઇલ સુધી લાંબી હતી એમ વૈજ્ઞાનિક શોધકોએ નક્કી કર્યું છે.

ઇ. સ. ૧૮૪૩માં એક બીજો ધૂમકેતુ દૃષ્ટિએ પડ્યો. આકાશના એક તૃતીયાંશ વિશાળ ભાગ પર તેનો દેખાવ ઘણો ભવ્ય ને અદ્‌ભુત હતો. તે ઇ. સ. ૧૮૪૩ના ફેબ્રુઆરિની આખરે પ્રથમ પૃથ્વીના દક્ષિણ ભાગમાં જણાયો અને માર્ચના મધ્ય ભાગમાં ઉત્તર ભાગમાં જોવામાં આવ્યો.

# પાઠ ૭૦મો

## ધૂમકેતુ, ભાગ ૨જો

પહેલી શોધ સર આઇઝૅક ન્યૂટને કરી હતી અને પછી તેનું. સમર્થન હૅલીએ કર્યું હતું કે ધૂમકેતુઓ ગુરુત્વાકર્ષક બળને લીધે સૂર્યની આસપાસ ફરે છે.

દૂર્બીનની શોધ થયા પછી ઘણા ધૂમકેતુઓ શોધી કાઢવામાં આવ્યા છે અને દરેક વર્ષે ચારપાંચ શોધી કઢાય છે. આ ધૂમકેતુઓ ઝાંખા હોય છે અને તેને પૂંછડી હોતી નથી. પણ લાંબે લાંબે અંતરે નરી આંખે જણાય એવા ધૂમકેતુઓ પણ જોવામાં આવ્યા છે અને છેલ્લાં બે હજાર વર્ષમાં એવા ૫૦૦થી વધારે ધૂમકેતુઓ જણાયા છે.

ઇ. સ. ૧૮૨૬માં બીલા નામના બોહીમિઆના એક નવીન ખગોળવેત્તાએ એક ઝાંખો ધૂમકેતુ જોયો. દસ દિવસ રહીને એક ફ્રેંચ વિદ્વાને પણ તેજ ધૂમકેતુ જોયો. પછી શોધ કરતાં માલમ પડ્યું કે એ ધૂમકેતુ છછ કે સાતસાત વર્ષે જણાશે. ઇ. સ. ૧૮૪૬માં એ ધૂમકેતુના બે ભાગ થએલા જણાયા. પહેલીજ વખત આ પ્રમાણે ધૂમકેતુના ભાગ થએલા જોવામાં આવ્યા. એ ધૂમકેતુનો ઇ. સ. ૧૮૭૨માં જણાવવાનો સમય હતો, તે વખત એક અદ્દભુત દર્શન જોવામાં આવ્યું. તે દેખાયો નહિ, પણ ૨૭મી નવેંબરે જ્યારે પૃથ્વી પોતાના સૂર્યની આસપાસ ફરવાના માર્ગમાંથી ગઈ ત્યારે ખરતા તારાની અતિસુંદર વૃષ્ટિ જોવામાં આવી. સૂર્યાસ્ત પછી થોડો વખત રહીને તે વૃષ્ટિ શરૂ થઈ તે રાત્રે અગીઆર વાગતાં સુધી પહોંચી.

દોઢ મિનિટમાં ચારસેં ખરતા તારા ગણવામાં આવ્યા. ત્યાર પછી બીલાનો ધૂમકેતુ કદી પણ દેખાયો નહિ. વિદ્વાનોએ નક્કી કર્યું કે એના કકડે કકડા થઈ ગયા છે અને એના એક કકડા સાથે ઇ. સ. ૧૮૭૨ની ૨૭મી નવેંબરે પૃથ્વી અથડાઈ તેથી સુંદર ખરતા તારાની વૃષ્ટિનો અત્યદ્ભુત દેખાવ થયો.

આ પ્રમાણે કેપ્લર નામના પ્રસિદ્ધ વૈજ્ઞાનિકે ત્રણસેં વર્ષ પહેલાં કહ્યું હતું તેમ ધૂમકેતુઓ મરણ પામે છે. ચંદ્ર અને બીજા ગ્રહોની પેઠે તે ચિરંજીવી નથી, પણ તેના નાના નાના કકડા થઈ જાય છે અને તે કકડા પૃથ્વીના વાતાવરણમાં આવે છે ત્યારે તેના ઘસારાથી સળગે છે અને ખરતા તારાનો અદ્ભુત દેખાવ આપે છે. દરેક વર્ષે નવેંબર માસમાં એ કકડાઓ સૂર્યની આસપાસ ફરવાના પૃથ્વીના માર્ગમાં આવે છે, તેથી એ માસમાં ઘણા ખરતા તારા દેખાય છે. એમાંના કોઈ પણ સાધારણ ખરતા તારા પૃથ્વી પર પહોંચી શકતા નથી. માર્ગમાં તેની ધૂળ થઈ જાય છે અને તે નજરે ન પડે એવી રીતે પૃથ્વી પર પડે છે.

કેટલીક વખત એવા ખરતા તારામાંથી પત્થર પડે છે. ફ્રાન્સમાં ઇ. સ. ૧૮૭૨ના જુલાઈ માસની ૨૩મી તારીખે એક મોટો પત્થર પડ્યો, તે ફાટયાનો અવાજ પચાસ માઇલ સુધી સંભળાયો. તેનું વજન ૧૨૬ શેર જેટલું થયું અને તેના પડવાથી પૃથ્વીમાં પાંચ ફૂટ ઊંડો ખાડો થયો.

---

# પાઠ ૭૧મો

## શેખ ફરીદ

શેખ ફરીદ નામે એક પવિત્ર ફકીર હતો. તે સાધુ જીવન જીવતો હતો. તે અદ્‌ભુત કામ કરી શકતો હતો એમ કહેવાય છે.

એક દિવસ રસ્તે ચાલતાં ચાલતાં એને એક ગાડું મળ્યું. તે ગાડામાં ખાંડના કોથળા મૂકેલા હતા ને તેના બળદને તેનો માલીક પરોણી મારી જોરથી હાંકવા પ્રયત્ન કરતો હતો. શેખ ફરીદે તેને પૂછયું કે કોથળામાં શું છે ?

ગાડાનો માલીક ઘણો ચીઢકણો હતો. બળદ બરાબર ચાલતા નહોતા. તે તેમને મારીને થાકયો હતો. તાપના દહાડા હતા એટલે તે ગરમીથી વિશેષ કંટાળ્યો હતો. તેથી શેખ ફરીદે તેને કોથળામાં શું છે એમ પૂછ્યું ત્યારે તેણે ઉકળી જઈને આડાઈમાં જવાબ આપ્યો કે રાખ.

શેખ ફરીદે કહ્યું, ભલે, તે રાખ થાય.

પછી ગાડાવાળો બજાર જઈ પહોંચ્યો ને તેણે વેપારીને કોથળા આપ્યા. વેપારીએ ખાંડ કેવી છે તે જોવા માટે એક કોથળો ઉઘાડ્યો. પણ ત્યાં તો ચમત્કાર થયો. ખાંડને બદલે વેપારીએ રાખ દીઠી. તેણે એકે એક કોથળો તપાસ્યો, પણ દરેકમાં રાખજ દીઠી.

વેપારી ચીઢવાઈ ગયો. તે બોલ્યો, તું કપટી છે. લઈ જા તારા કોથળા પાછા. ખાંડને બદલે રાખ આપે છે? ખાંડ ખરીદી છે, રાખ નહિ. પૈસા હરામના નથી આવ્યા. જલદી ખાંડ પૂરી પાડ; નહિ તો પૈસા લઈને ઠગ્યા બદલ તને કેદમાં નંખાવીશ.

ગાડાવાળો વીલો પડી ગયો. તે શેખ ફરીદ પાસે પાછો

ગયો અને ગગળી જઈ તેને કહ્યું, હું ગરીબ છું, મારી ખાંડને બદલે રાખ થઈ ગઇ. હું પાયમાલ થયો. મહેરબાની કરી રાખની ખાંડ બનાવો.

શેખ બોલ્યો, ભલે, ગાડામાં પાછો જા. કોથળામાં તને ખાંડ માલમ પડશે. ભવિષ્યમાં સાચું બોલજે.

ગાડાવાળો ગાડા સાથે પેલા વેપારી પાસે પાછો ગયો. ત્યાં જઈ તેને ખાંડના કોથળા પૂરા પાડ્યા ને બનેલી વાત તેણે બધા મિત્રોને કહી સંભળાવી. તે ઘણો રાજી થયો.

તેના મિત્રોમાંનો એક મિત્ર આ સાંભળી લલચાયો. તેણે ધાર્યું, હું ફકીર થઈ ને આવા ચમત્કાર કરૂં તો ઠીક. એથી હું પૈસાદાર બનીશ. લાવ, ફકીર પાસે જઈ એને વીનવું કે મને ફકીર બનવાનું શીખવે.

આમ વિચાર કરી તે શેખ ફરીદ પાસે ગયો. તેણે તેને રસ્તે ચાલતાં જોયો. તે તરત તેની પાછળ દોડ્યો અને તેને પગે પડી વિનતિ કરી કે મને ફકીર થતાં શિખવો.

શેખ ફરીદે કહ્યું, મારી પાછળ પાછળ આવ.

શેખ ફરીદને માણસોની સારી પરીક્ષા હતી. તે તે માણસના મનના વિચારો સમજી ગયો. તેને શા માટે ફકીર થવું હતું તે તે કળી ગયો. તે સમજ્યો કે આ માણસને કંઈ દુનિયાનો ત્યાગ નથી કરવો; એને સ્વાર્થ સાધવા ફકીર થવું છે. રસ્તે ચાલતાં ઈંટનો ઢગલો આવ્યો. શેખ ફરીદે કહ્યું, આ ઈંટો સોનાની થાઓ. તરતજ તે સોનાની થઈ ગઈ. પેલા ભાવી ફકીરે તેમાંની બે ઈંટ ઉપાડી લીધી અને અકેક ઈંટ બગલમાં મારી. તે શેખ ફરીદની પાછળ તે ઈંટો બગલમાં ઘાલી ચાલવા મંડ્યો.

શેખ ફરીદ પાછો ફર્યો ને એકદમ બોલ્યો, તારી બગલમાં બે માટીની ઈંટો છે. પેલા ભાવી ફકીરે જોયું તો તે ઈંટો સોનાની નહિ પણ માટીનીજ માલમ પડી. તેણે તે ઈંટો તરત ફેંકી દીધી. શેખ ફરીદે પછી તેને શિખામણ દીધી કે તું ઈંટો ચોરે છે ને તેમ છતાં ફકીર થવા ઇચ્છે છે ! ફકીર થવું હોય તો કામનાનો નાશ કર.

પેલો ભાવી ફકીર તો શરમિંદોજ પડી ગયો. એક પણ શબ્દ બોલ્યા વિના તે પાછો ફર્યો ને ફકીર થઈ પૈસાદાર બનવાની ઇચ્છા તેના મનમાં ને મનમાં રહી.

---

## पाठ ७२मो

### तुलसी विवाहः नारद श्रीकृष्णने त्यां

राग गरबो

नारदजी त्यां वैकुंठ मांहे पधारिया,<br>
वेणा वा'ता गाता हरिगुण गीत जो;<br>
दूर थकी देखीने दीनानाथने,<br>
प्रेमे करीने विह्वळ थयुं छे चित्त जो. नारदजी० १

मुनिने जोइने माधवजी ऊभा थया,<br>
हरखे भुज भरी भेट्या सुंदरश्याम जो;<br>
मोटुं भाग्य अमारुं आज तमो मळ्या,<br>
मा'नुभाव मुज पावन कीधुं धाम जो. नारदजी० २

त्यारे कर जोडी वचन ऋषि बोलिया,<br>
सुणिए कमळाकेशव मारी वात जो;

एक उज्जन नगरी सप्तपुरीमां सार छे,
राय प्रभंजन भूपति त्यां विख्यात जो. नारदजी० ३
तेने तनया तुलसी एक उदे थई,
त्रिभुवनतारण रूपतणो नहि पार जो;
वात विचारो पूर्वे वर आप्यो हतो,
हावे तेनो करवो अंगीकार जो. नारदजी० ४
हुं आव्यो छुं लग्न लईने त्यां थकी,
ऊठो वे'ला करो परण्यानी पेर जो;
लग्नदिवसनी वचमां दिन थोडा रह्या,
मंडप रचावो नोतर तेडो घेर जो. नारदजी० ५
त्यारे प्रभु हसिया पटराणि सामुं जोईने,
कहो कमळाजी हावे करवुं क्यम जो;
आ नारदजीए शोक्यनुं साल ऊभुं कर्युं,
हावे मुजने समजावो ए मर्म जो. नारदजी० ६
त्यारे कटाक्ष करीने कमळाजी वाणी वदे,
गोविंदजी छे तमने गमती वात जो;
मुजने शुं पूछो छो प्रपंचे करी,
तमे जाणो छो कारण सघळुं नाथ जो. नारदजी० ७
चरण तमारा निशदिन हुं सेवुं सदा,
तुलसीजीने राखो हृदयमोझार जो;
सुखे थकी पातळिया परणो प्रेमशुं,
मुनिने मुखडे नव के'शो नकार जो. नारदजी० ८

दधितनयानां वचन सुणी हरख्या हरि,
आज्ञा शीश चढावी सुंदरश्याम जो;
गणपतिनुं स्मरण श्रीहरिए कर्युं,
कंकोतरी लखवानुं सोंप्युं काम जो. नारदजी० ९
विट्ठलवरे विवानो आरंभ मांडियो,
हरिजनकेरे हैडे हरख न माय जो;
गिरिधारी गोविंदना गुण गाइए सदा,
सांभळतां महापापी पावन थाय जो. नारदजी० १०

गिरिधर

---

## પાઠ ૭૩મો

### ઉદ્યોગ કરો.

દ્રવ્ય, બુદ્ધિવિકાસ, માન, માનસિક અને શારીરિક આરોગ્ય, સર્વ ઉદ્યોગથી સાધ્ય છે. ઉદ્યોગ વિના તે તે વસ્તુ સધાતી નથી એટલુંજ નહિ, પણ ઉલટી શારીરિક અને માનસિક હાનિ થાય છે. એક પ્રખ્યાત સેનાપતિએ એક વાર એક જણને પૂછ્યું, તમારા ભાઈ શાથી ગુજરી ગયા ? તેણે ઉત્તર આપ્યો, સંપૂર્ણ નિરુદ્યોગને લીધે. પેલો સેનાપતિ બોલ્યો, ખરૂં છે, ભાઈ. આપણામાંના કોઈ પણ સેનાપતિને મારી નાખવાને એ બસ છે.

આળસથી માત્ર શરીરનેજ નુકસાન થાય છે એમ નથી. મનને તો તેથી ભયંકર નુકસાન થાય છે. આળસુ માણસોનાં મન કંઈ કંઈ તોફાન, તરકટ, ને અનર્થમાં મચ્યાંપચ્યાં

રહે છે. મન સારા વિચારોમાં પ્રવૃત્ત નહિ રહે તો નઠારા વિચારોમાં તો પ્રવૃત્ત રહેશેજ.

ઉદ્યોગથી તમામ સારી વસ્તુનાં બીજ રોપાય છે. કેટલીક વાર પારકાંનું સારૂં જોઈને આપણને એમ થાય છે કે હા! ઈશ્વરની તેમના પર કેવી મહેર! ખરૂં જોતાં, તેમના પર નહિ, પણ તેમના ઉદ્યોગ પર ઈશ્વરની મહેર હોય છે. વાવ્યા વિના લણાય નહિ, એ કુદરતી નિયમ છે.

પ્રાચીન પાશ્ચાત્ય વિચારક પ્લિનિ વર્ણવે છે કે ઇટલિના એક પરગણાના લોકો ક્રેસિન નામના એક ત્યાંના માણસના ખેતરની અત્યંત ફળદ્રુપતાથી ઘણા અજાયબ થયા હતા. પોતાના ખેતરમાં થોડો કે નહિ જેવો પાક થતો ત્યારે ક્રેસિનનાં ખેતર પાકથી ભરપૂર જોવામાં આવતાં. તેમણે ધાર્યું કે નક્કી એ કોઈ પણ જાતની સાધના સાધતો હોવો જોઈએ. તેમ ધારી તેમણે ક્રેસિન પર, મન્ત્ર સાધી પોતાનાં ખેતરોમાં સારો પાક ઉતારવાનો ને બીજાનાં ખેતરોમાં પાક ન થાય એમ કરવાનો આરોપ મૂકયો. ન્યાયાધીશે ક્રેસિનને પોતાના બચાવમાં જે કહેવાનું હોય તે કહેવા હુકમ કર્યો. તેણે બચાવમાં શું કહ્યું તે તમારાથી વિચારી શકાય એમ નથી. તેણે એક મજબૂત છોકરી, પોતાની પુત્રી, ને ખેતીનાં હથિયાર ને ઢોર કચેરીમાં રજુ કર્યાં ને કહ્યું, મારા ખેતરમાં પડેલો કચરો આ છોકરી સાફ કરે છે. સારો પાક થાય તેટલા માટે હું ખેતરમાં કાળજીથી ખાતર પૂરૂં છું. તમે જોશો કે મારાં તમામ હથિયાર હું સંપૂર્ણ રીતે સારાં રાખું છું. મારાં ઢોરને હું સારૂં પોષણ આપું છું. તે આપણા મુલક-

માં મજબૂત ઢોર છે. મારા ખેતરની ખેતીમાં જે કંઈ જાદુ, સાધના, કે મંત્રજંત્ર હું વાપરૂં છું તે આજ છે. જેવો સારો પાક મારા ખેતરમાં થાય છે તેવોજ સારો પાક મારો કોઈ પણ પાડોશી ઉત્પન્ન કરી શકે એમ છે. મેં જેવાં સાધન વાપર્યાં છે તેવાં તેણે વાપરવાં જોઈએ.

આ ઉત્તર સાંભળીને ન્યાયાધીશ ખુશ થઈ ગયો. તેણે કહ્યું, આથી સરસ બચાવ અગાઉ કોઈએ કરેલો મેં સાંભળ્યો નથી. એમ કહી તેણે ક્રેસિનના ઉદ્યોગની તારીફ કરી.

જેમ વ્યક્તિની તેમ પ્રજાની પણ ઉન્નતિ ઉદ્યોગથીજ સધાય છે. જે પ્રજા મોજશોખ ને એશઆરામમાં મચી રહે છે તેની પડતી થાય છે. કોઈપણ દેશની પ્રજાને ઉદય મેળવવાની ઇચ્છા હોય તો તેણે સતત ઉદ્યોગી બનવું જોઈએ.

---

# પાઠ ૭૪મો

## પીવાની વસ્તુઓ, ભાગ ૧લો

શરીરને જેમ ખોરાક આવશ્યક છે તેમ પાણી પણ આવશ્યક છે. ખોરાક વિના માણસ જેટલો વખત જીવી શકે છે તેના કરતાં પાણી વિના ઓછો વખત જીવી શકે છે. તેનું કારણ એ છે કે શરીરના બંધારણમાં પાણીનો મોટો ભાગ છે. શરીરમાં સુમારે સાત દશાંશ પાણી છે. એ પાણીનો મોટો ભાગ સ્નાયુઓ ને શારીરિક તંતુઓમાં હોય છે. પણ સુમારે એક દશાંશ આખા શરીરમાં લોહીના રૂપમાં શિરાઓ મારફત ફરતો હોય છે.

પ્રાણિમાત્રને કુદરતને અનુકૂળ પીવાની વસ્તુ પાણીજ છે. સારૂં પીવાનું પાણી સ્વચ્છ, ચળકતું, ને કોઈપણ જાતના સ્વાદ કે કોઈ પણ જાતની ગંધ વિનાનું હોય છે.

દેખાવો કેટલીક વાર છેતરનારા નીવડે છે. દેખીતા સ્વચ્છ અને ગંધ વિનાના પાણીમાં કેટલીક વાર રોગ ઉત્પન્ન કરનારા જંતુ જોવામાં આવે છે.

કોઈ પણ જાતની વનસ્પતિ કે પ્રાણીના શરીરના પદાર્થનું પાણીમાં કોહાણ મિશ્ર થાય છે ત્યારે તે અવશ્ય બગડે છે. એવું પાણી પીવામાં આવે તો તે આરોગ્યને હાનિ કર્યા વિના રહેતું નથી.

પાણીમાં બીજા પદાર્થને ઓગાળવાનો ને પોતામાં મેળવી દેવાનો ગુણ છે. પૃથ્વીની ઉપર કે અંદર જ્યાં જ્યાં પાણી છે ત્યાં ત્યાં તે પ્રથમ વરસાદરૂપે પડેલું હોય છે. વરસાદ વરસે છે ત્યારે હવામાં રહેલો કાર્બોનિક ઍસિડ નામનો ગૅસ તેમાં મળી જાય છે. એ ગૅસમાં પણ બીજા પદાર્થોમાં મળી જવાનો ગુણ છે, તેથી પાણીના પદાર્થ ઓગળવાના ગુણમાં વધારો થાય છે.

વરસાદનું પાણી જમીનની અંદર ઊતરે છે ત્યારે તેમાં દટાઈ ગએલી વનસ્પતિ કે પ્રાણીના પદાર્થોને તે ઓગાળે છે અને કોહાણ તેમાં મિશ્ર થાય છે. આવું પાણી તબિયત બગાડ્યા વિના રહેતું નથી.

પાણીમાં કોઈ પદાર્થ ઓગળીને મળી ગયો હોય તો પાણી ઉકાળવાથી તે દૂર કરી શકાય છે. દવાના ખપને માટેનું પાણી ઉકાળેલું પાણી હોય છે. પાણીને એક બંધ વાસણમાં ઉકાળવામાં આવે છે ને તેની વરાળ જેમ જેમ થતી જાય છે તેમ તેમ એક બીજા વાસણમાં એકઠી કરવામાં આવે છે. આ વરાળ ઠંડી થાય છે ત્યારે તેનું પાણી બને છે. આવી રીતે બનાવેલું પાણી દાકતર લોકો દવાના કામમાં લે છે. આપણે રોજ પીવાના પાણીના સંબંધમાં આવી સાવચેતી

વાપરી શકતા નથી; પણ કોઈ વાર પાણીમાં જંતુ પેદા થવાથી ગામમાં રોગ ફાટી નીકળે ત્યારે પાણી ઉકાળીને પીવાથી આપણા પર રોગનો હુમલો થવાની વકી ઓછી થાય છે.

કોઈ પણ કોહતો પદાર્થ પાણીમાં ઓગળી ન ગયો હોય પણ માત્ર મિશ્ર થયો હોય તો પાણી ગાળી નાખવાથી તે જુદો પાડી શકાય છે. ગાળ્યા વિનાનું પાણી બને ત્યાંસુધી આપણે કદી પણ પીવું નહિ.

---

# પાઠ ૭૫મો

## પીવાની વસ્તુઓ, ભાગ ૨જો

માણસમાત્ર તરસ છિપાવવાનેજ કંઈ પીતો નથી, પણ સ્વાદ માટે ને ઠંડક કે ગરમી ઉત્પન્ન કરવા માટે પણ પીએ છે. કુદરત પાણી પૂરૂં પાડે છે તે પીવા ઉપરાંત કૃત્રિમ રીતનાં પેય પણ મનુષ્ય વાપરે છે. આવાં પેયના મુખ્ય બે વર્ગ થાય છે: એકમાં ચાહ, કૉફિ (બૂન), કોકો જેવી વસ્તુના ઉકાળા આવે છે ને બીજામાં ફીણ આવે એવાં માદક પીણાં આવે છે.

ચાહ, કૉફિ, ને કોકો કેટલેક અંશે સ્ફૂર્તિ આણે છે. ચાહમાં 'થીન' નામનો એક પદાર્થ છે; ચાહનાં પાંદડાં ઘણી વાર ઊકળે તો તે નષ્ટ થાય છે ને તેમાંથી 'ટ્નિન' નામનો એક ઝેરી પદાર્થ ઉત્પન્ન થાય છે, તે પેટમાં ગયેથી નુકસાન થાય છે.

ચાહ, કૉફિ, ને કોકો સ્ફૂર્તિ આણે છે; પરંતુ તે સ્ફૂર્તિ આરોગ્યની સ્ફૂર્તિ કરતાં રોગની સ્ફૂર્તિને વધારે મળતી છે. જે સ્ફૂર્તિ આવતી જણાય છે તે તાત્કાલિકજ છે. તે નષ્ટ થયે નિર્બળતા અનુભવવામાં આવે છે. વળી ચાહ ને કૉફિમાં

ભૂખને મારી નાખવાનો દુર્ગુણ છે; દાકતરો ને વૈદો પણ તે નજ પીવાની સલાહ આપે છે.

કૃત્રિમ પીણાંમાં દરેક જાતના દારૂના પીણાનો પણ સમાવેશ થાય છે. એ પીણું ભયંકર રીતે હાનિકારક છે. ચાહ ને કૉફિ વધારે પીવામાં આવે તો તેથી માણસનું માથું ભમે છે; પણ તે સમજી શકે છે કે વધારે પીવામાં આવી તેનું આ ફળ છે. મદિરાના પાનને વિષે તેમ નથી. મદિરાનું પાન કરનાર માણસને તેનાથી થતું નુકસાન માલમજ પડતું નથી; કારણ કે તેને જે ક્ષણે નુકસાન થાય છે તેજ ક્ષણે તેનું ભાન પણ નાશ પામે છે. તેને તેના શરીરની ખરી સ્થિતિની લાગણીમાત્ર જતી રહે છે. માણસની ઉત્તમમાં ઉત્તમ શક્તિ બરાબર રીતે વિચાર કરી શકવાની શક્તિ છે. આ શક્તિ જે પીણાથી નષ્ટ થાય તે પીણું મનુષ્યનું મનુષ્યત્વજ નષ્ટ કરે છે એ દેખીતું છે.

મદિરાથી માનસિક શકિતને નુકસાન થાય છે તે ઉપરાંત શારીરિક શકિતઓ પણ ક્ષીણ થાય છે. તેનું સેવન કરનાર તારુણ્યમાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરે છે, એટલુંજ નહિ પણ તેનું શરીર રોગના જંતુઓનો સહેલથી ભોગ બની જાય છે. તે જંતુની સામા થવાની તેનામાં શકિત રહેતી નથી. હિંદુઓના તેમજ મુસલમાનોના ધર્મમાં દારૂ પીવાની સખ્ત મના કરી છે.

---

# પાઠ ૭૬મો

## તમારા કામની તમે કાળજી રાખો.

એક સાબર ગાઢી ઝાડીમાં સંતાઈ રહ્યું હતું. શિકારી કુતરાઓએ તેને પોતાના અવાજથી જગાડયું. તે અત્યંત વેગે



જીવ લઈને વનમાંથી નાઠું. શિકારી કુતરાઓએ તેની પૂંઠ લીધી. નાસતાં નાસતાં એક ખેતર આવ્યું; તેમાં જ્યાં બળદ બાંધ્યા હતા ત્યાં ઘાસની અંદર તે ભરાઈ ગયું.

તેને એક બળદે દીઠું. તે બોલ્યો, અલ્યા, અહિં તે તું શું વિચારીને આવ્યું છે? અહિં તો તારો નક્કી નાશ થશે.

સાબરે કહ્યું, ભાઈ, તું મારા પર કૃપા કરી મને સંતાડીશ તો મને કંઈ ઈજા થવાની નથી. બનતી જોગવાઈએ હું મારો રસ્તો કરીશ. બળદે તેને એક ખૂણે પડેલા ઘાસના ઢગલામાં સંતાડ્યું.

સાંજ પડી એટલે ખેડુતનો નોકર બળદોને ચારો નાખવા આવ્યો. તે ચારો નાખી ચાલતો થયો. તેની નજર એક ખૂણે ઘાસમાં ભરાઈ રહેલા સાબર પર શેની જાય?

એજ પ્રમાણે ખેતરના બીજા નોકરો પણ આવ્યા ને ગયા, પણ કોઈની નજર તે સાબર તરફ ગઈ નહિ. સહુ

સહુનું કામ ઉપલક ઉપલક કરીને ચાલ્યા ગયા. બારીક નજરે જોવાની કોને દરકાર હતી?

સાબર બહુ ખુશ થયું અને બળદનો ઉપકાર માનવા લાગ્યું. તે બોલ્યું, ભાઈ તેં મારા પર બહુ ઉપકાર કર્યો. ઇશ્વર તને તારા કામનો બદલો આપશે.

બળદોમાં એક વૃદ્ધ હતો, તે બોલ્યો, ભાઈ અમે તો અમારૂં બનતું કર્યું. એમાં શું વિશેષ કર્યું છે! પણ તું ધ્યાન રાખજે. આ બધાં માણસોથી તો તું છૂટયું; પણ એ બધાંનો એક ઉપરિ છે, તે ખેતરનો માલીક છે. બીજાંઓની પેઠે તે ઉપલકીઉં કામ કરનાર નથી. તે તો બહુ દરકાર ને સાવચેતીથી કામ કરે છે. તે આવે તે પહેલાં તું ચાલ્યું જજે; નહિતર તેના હાથમાંથી સટકવું ઘણું મુશ્કેલ છે.

આ દર્મિયાન ખેતરનો માલીક પાડોશીને ત્યાં જમવા ગયો હતો, તે આવી ચઢયો. ઘણા દહાડા થયાં તેને બળદો ઘણા નબળા લાગતા હતા. તેણે કહ્યું, ચારો બરાબર નંખાતો જણાતો નથી. બળદો આવા લેવાઈ ગએલા કેમ જણાય છે? એમની પથારી પણ આવી કેમ? એમાં જોઈતી પરાળ કેમ નથી? બળદોની યોગ્ય સંભાળ લેવાતી જણાતી નથી. એમ કહી તેણે નોકરને ખબ સપડાવ્ય.

તે જાતે બળદની કોઢ સંભાળવા લાગ્યો. તે બોલ્યો, પથારીની જગાએ આ બધી ગંદવાડ શી? એવી ગંદી પથારીમાં બળદો સૂએ છે ને તેમને પેટપૂર ચારો મળતો નથી, એટલે તેમની આવી દશા થાય તેમાં શી નવાઈ?

આમ ચાકરોને ખૂબ અડાવી તે ખૂણેખૂણાની ગંદવાડ તપાસવા લાગ્યો. એવામાં તેની નજર ઘાસમાંથી બહાર

નીકળતા શીંગડા તરફ ગઈ. એટલે તે બૂમ પાડી ઊઠ્યો. તે સાંભળી બધાં એકઠાં થયાં અને તેમણે સાબરને તરતજ મારી નાખ્યું.

બાળકો, તમે જેટલી દરકાર ને સાવચેતીથી તમારૂં કામ કરશો તેટલી દરકાર ને સાવચેતીથી બીજાં કરશે એવું કદી ધારશો મા.

---

# પાઠ ૭૭મો

## કપૂર

હિંદુ લોકો કપૂર દેવની આરતિ કરવામાં વાપરે છે. એ શું છે તે તમે જાણો છો ?

એ એક જાતના ઝાડનો રસ છે. એ ઝાડ ચીન, જાપાન, ને પૂર્વ એશિઆના ભાગોમાં ઊગે છે. એ હાલ દુનિયાના બીજા ગરમ દેશોમાં પણ દાખલ કરવામાં આવ્યું છે.

કપૂરનો રસ ઝાડનાં મૂળ, થડ, ડાળી, અને પાંદડાંમાં રહેલો છે. તે ઝાડના દરેક ભાગમાં રહેલો છે. ઝાડ મોટું થાય છે ત્યારે તેને જડમૂળથી ઉખેડી નાખી તેના નાના નાના કકડા કરવામાં આવે છે. એ કકડાને લોઢાનાં વાંકી નળીવાળાં યન્ત્રોમાં મૂકી તે પર બાકાં બાકાંવાળાં લાકડાનાં ઢાંકણ મૂકવામાં આવે છે. એ ઢાંકણ પર ઘુમ્મટના આકારના માટીના ટોપ મૂકવામાં આવે છે ને તે ટોપમાં ઘાસ ને ડાળીઓ ભરવામાં આવે છે. બધાં છિદ્રો બંધ કરી એ યન્ત્રોને ચૂલા પર ધીમે તાપે મૂકે છે, એટલે ગરમીથી ઝાડના કકડાનો રસ થઈ તેમાંથી વરાળ નીકળે છે અને તે વરાળ ઠંડાં ઘાસ ને ડાળીને અડકે છે, એટલે તે પર ઠરીને તેનાં મચીઆં બંધાય છે, તેને ઉખેડી નાખવામાં આવે છે.

આ ગચીઆં ગંદાં હોય છે. તેને ફરી એજ પ્રમાણે ચૂલા પર મૂકવામાં આવે છે ને ફરી રસ એકઠો કરવામાં આવે છે, ત્યારે તેનું સફેદ, કઠણ, આપણે જોઈએ છીએ તેવું કપૂર તૈયાર થાય છે.

કપૂરની ગંધ તીવ્ર અને સ્વાદ કડવાશપડતો છે. તે હવામાં જલદી ઊડી જાય છે.

પાણીમાં તે જલદી ઓગળી જતું નથી. પરંતુ તેને પાણીમાં નાખવાથી પાણીમાં તેની ગંધ અને કડવાશ જણાય છે, તેથી તે સહેજ ઓગળ્યું છે એમ ખુલ્લું થાય છે.

કપૂર દવાના કામમાં આવે છે. બેભાન દરદીને સુંઘાડવાથી સાધારણ બેભાની હોય તો તે દૂર થાય છે ને દરદીને ભાન આવે છે. સંધિવા, શૂળ જેવાં દરદોમાં કપૂરનું તેલ ચોળવાથી ફાયદો થાય છે. દરાજ જેવા ચામડીના રોગો પર ચોળવાના મલમમાં કપૂર આવે છે. દાંતના મંજનમાં કપૂરનો ઉપયોગ કરવામાં આવે છે. ખાંડમાં કપૂરના અર્કનાં બેત્રણ ટીપાં નાખી તે લેવાથી સળેખમ થયો હોય તો તે ઘણી વાર મટી જાય છે. તેમજ કપૂરની ગોટીઓ સૂંઘવાથી પણ સળેખમમાં ફાયદો થાય છે.

કપૂરનાં ઝાડ મલાયાના બેટમાંથી ચીનમાં ને હિંદુસ્તાનમાં દાખલ થયાં એમ એક અરબી પ્રવાસીએ લખ્યું છે.

કપૂર જંતુનાશક છે. ઊનનાં કપડાંની ઘડીમાં કપૂર રાખવાથી તેને ઉધઈ જેવા જંતુ લાગતા નથી.

'રબર' વિષે તમે ચોથી ચોપડીમાં શીખી ગયા છો. એની પેઠે કપૂર પણ ઝાડનો રસ છે. ઘણાં ઝાડોની ડાળોમાં ગુંદર જેવા રસના પદાર્થ નીકળે છે. એ રસો હવામાં ખુલ્લા રહેવાથી કઠણ થાય છે.

# પાઠ ૭૮મો

## આકાશગંગા

કોઈ પણ અંધારી રાતે તમે આકાશ તરફ નજર કરશો તો તમને તેમાં એક પ્રકાશિત સફેદ પ્રવાહ જેવું જણાશે. એ ભાગમાં તારા ઘણા પાસે પાસે જણાય છે. એને આપણે આકાશગંગા કહીએ છીએ.

ગ્રીક વિદ્વાન્ એરિસ્ટૉટલ પૃથ્વીની આસપાસના વાતાવરણમાં રહેલી વરાળને લીધે એવા દેખાવ આકાશમાં જણાય છે એમ માનતો હતો. પરંતુ બીજા કેટલાક ગ્રીક વિદ્વાનોએ સત્ય શોધી કાઢ્યું હતું કે છૂટા છૂટા જોઈ શકાય નહિ એવા અસંખ્ય ઝાંખા તારાના સમુદાયનો એ ધવલ માર્ગ બનેલો છે.

ગૅલિલીઓએ દૂર્બીનથી એ ધવલ માર્ગનું અવલોકન કર્યું ત્યારે એને માલમ પડ્યું કે ગ્રીક વિદ્વાનોનો સિદ્ધાન્ત ખરો છે. અસંખ્ય ઝાંખા તારા, જે છૂટા જોઈ શકાય નહિ, તેનો એ સમુદાય છે, બીજું કંઈ નથી. પણ એ દેખાવ એવો તો આકર્ષક છે કે પ્રાચીન સમયથી દુનિયાના બધા દેશના કવિઓનું લક્ષ એ તરફ ગયા વિના રહ્યું નથી. એ સફેદ જલપ્રવાહ જેવું દેખાવાથી આપણા પ્રાચીન વિદ્વાનોએ એને સ્વર્ગંગા, આકાશગંગા, સુરનદી, એવાં નામ આપ્યાં છે.

જેમ જેમ દૂર્બીનની શક્તિ વધતી ગઈ તેમ તેમ એ ધવલ માર્ગમાં વધારે વધારે તારાઓ જણાયા અને વધારે વધારે ઊંડાણ માલમ પડ્યું. સર વિલિઅમ હર્શલ નામના પ્રસિદ્ધ ખગોળવેત્તાએ પોતાના ઉત્તમ દૂર્બીન વડે ધવલ માર્ગમાં અગાઉ ન જણાએલા કેટલાક તારાઓ શોધી કાઢ્યા.

તેણે કહ્યું કે ધવલ માર્ગમાં તારાનો સમુદાય એટલો સંઘટ્ટ છે કે હજી પણ એમાંના ઘણા તારા શોધાયા નથી.

આકાશગંગામાં એક લક્ષ રાખવા લાયક વસ્તુ એ છે કે એમાં પણ કેટલાક ખૂબ પ્રકાશિત સમુદાયો છે અને કેટલેક સ્થળે ઓછો પ્રકાશ હોવાથી ચીરા કે ફાટા જેવું દેખાય છે.

પ્રૉકટર નામના ખગોળવેત્તાએ દર્શાવ્યું છે કે આકાશગંગામાં ને તેની પાસે આકાશના બીજા ભાગ કરતાં નરી આંખે તેમજ દૂર્બીનથી જોવાય એવા તારા ઘણા વધારે છે.

ગોરે નામના વૈજ્ઞાનિકે અતિસુંદર રીતે વર્ણવ્યું છે કે જે તારાઓ ને જ્યોતિર્માળાઓ સૃષ્ટિમાં છે, પરંતુ જે આપણે જોઈ શકતા નથી તે, ખરું જોતાં, અપાર હોવાં જોઈએ. આપણે દિવ્ય પાંખ ધારણ કરી આકાશના દેખાતા પરિમિત ભાગની પેલી તરફ ઊડી શકીએ તો આપણી નજર આગળ કેવા કેવા અદ્‌ભુત ચમત્કાર ખડા થશે! આપણે હાલ જોઈએ છીએ તેના કરતાં એટલી બધી વિશાળ જ્યોતિર્માળાઓ આપણી નજરે પડે કે તેને મુકાબલે આપણી જ્યોતિર્માળા દરિયાકિનારા પરના રેતીના એક કણ જેવી જણાય. પ્રભુની સૃષ્ટિની કેવી નિઃસીમ, અવર્ણનીય બલિહારી છે!

---

## पाठ ७९मो

### तुळसीविवाहः लग्नमंडप

राग धोळ

चतुर्भुज चोरीनी पासे आव्या रे,
कन्याने त्यां पधारीने लाव्या रे;

तुलसीजीए निरख्या त्रिभोवन भूप रे,
मोह्यां मनमां जोई मोहननुं रूप रे. १
घुंघट खोली नेत्रे कर्यो प्रणाम रे,
समश्या तेनी समज्या सुंदरश्याम रे;
आव्या राय तेडी साथे पटराणी रे,
तेणे समे बहु बोले छे मंगळवाणी रे. २
पासे बेठा बृहस्पति ने ब्रह्माय रे,
शुभ मुहूर्तमां स्वस्तिवाचन थाय रे;
मांह्यरामां बेठा छे वरकन्याय रे,
मळी मानुनी मधुरां मंगळ गाय रे. ३
अंतरपट धर्यां छे विधिए सार रे,
मुनि करता मंगळाष्टक उच्चार रे;
वेदमंत्र भणे सप्त ऋषि दक्ष रे,
जुए सर्वे धरी एक लक्ष रे. ४
तुलसीजीए आरोपी वरमाळ रे,
वरकन्याना छेडा गांठ्या तत्काळ रे;
मंगळफेरा फरे त्यां वरकन्याय रे,
बहुविध आपे दान प्रभंजन राय रे. ५
पहेले मंगळ आपी गौ दश हजार रे,
पट आभूषण कपिला सर्व सार रे;
बीजे मंगळ आप्यां दान अपार रे,
श्यामकर्ण घोडा एकवीश हजार रे. ६

ત્રીજે મંગળે ગજરથ ત્રીશ હજાર રે,
ચોથે મંગળે આપ્યા ધનભંડાર રે;
ફરિયાં ફેરા મંગળ વરત્યાં ચાર રે,
ભૂપે કન્યા અર્પી દેવ મોરાર રે. ૭
હસ્તમેળાપ હરખે થયો તેણી વાર રે,
સાવધાન વાણી વિપ્ર બોલે છે સાર રે;
કીધો સર્વે વેદવિધિ આચાર રે,
કુળરીતેથી આરોગ્યો કંસાર રે. ૮
વાડવ કરતા વેદ ઉચાર શુભ રીતે રે,
પાતળીયોજી પરણીને ઊઠ્યા પ્રીતે રે;
સપ્ત ઋષિને સાથે છે બ્રહ્માય રે,
ધ્રુવ દરશન કરાવ્યું વરકન્યાય રે. ૯
સોહે મીંઢળ બાંધ્યાં દંપતિહાથ રે,
હરખી નરખી વધાવે છે સહુ સાથ રે;
વરકન્યાને જોઈ હરખે છે સહુ નરનાર રે;
મંડપમાંહે થઈ રહ્યો છે જયજયકાર રે. ૧૦
મોટા મોટા મુનિવર દે છે આશિષ રે,
જુગ જુગ જોડું અવિચળ રહેજો ઈશ રે;
શેષ શારદા એનો પાર ન પામે રે,
ગિરિધારી પ્રભુગુણ ગાતાં દુઃખ વામે રે. ૧૧

ગિરિધર

---

# પાઠ ૮૦મો

## બીજાંની મનોદશા વિચારો.

માત્ર પોતાનું સુખ વિચારવું એમાં માણસાઈ નથી. બીજાંની મનોદશા વિચારવી, આપણા અમુક કૃત્યની બીજાં પર શી અસર થશે તેનો ખ્યાલ કરવો, ને તેમ કરી જરૂર લાગે ત્યાં આપણા સ્વાર્થનો ત્યાગ કરવો, એ સદ્‌ગૃહસ્થનું લક્ષણ છે ને એમાં તેનું ભૂષણ છે.

સર રાલ્ફ એબરક્રોંબિ નામનો સેનાપતિ એક વાર યુદ્ધમાં ભયંકર રીતે ઘવાયો ને તે ઘાથી તે છેવટે મૃત્યુ પામ્યો. તેને સારવાર માટે લઈ જવામાં આવતો હતો તે વખત તેને આરામ આપવા તેના માથાની નીચે એક સાધારણ સિપાઈની ધાબળીની ઘડી કરીને મૂકવામાં આવી હતી. આથી તેને ઘણો આરામ મળ્યો. તેણે પૂછ્યું, મારા માથાની નીચે શું મૂક્યું છે? તેને જવાબ મળ્યો કે એ તો માત્ર લશ્કરી સિપાઈની કામળી છે. તેણે પૂછ્યું, એ કોની કામળી છે? તેને જવાબ મળ્યો કે તે એક આપણા સિપાઈનીજ છે. તેણે ફરી પૂછ્યું, એ જે માણસની છે તેનું નામ મારે જાણવું છે. તેને જવાબ મળ્યો કે એ ૪૨મી ટૂકડીના ડંકન રૉય નામના માણસની છે. સર રાલ્ફે કહ્યું, આજેજ રાત્રે ડંકન રૉયને એની કામળી પાછી મળે એવી જોગવાઈ કરજો.

આ વાતચીત શું બતાવે છે! એટલુંજ કે મરણની પથારીએ પણ એક સેનાપતિ એક સાધારણ સિપાઈનું સુખ ઓછું થાય તે જોવા ઈચ્છતો નહોતો. એ તે સિપાઈની મનોદશા કલ્પી શક્યો. તેની ધાબળીથી તેને કેટલો આરામ મળતો હશે તે

તે કલ્પી શક્યો. એ કલ્પના પ્રમાણે તેણે પોતાનું વર્તન રાખ્યું. આનું નામ ખરી ગૃહસ્થાઈ. વિચાર કરવાનું આવું વલણ એજ નીતિનું પહેલું પગથીઉં. શ્રીમદ્ ભગવદ્‌ગીતા કહે છે કે જે પુરુષ પોતાના આત્માની પેઠે સર્વ પ્રાણી તરફ જુએ છે તેજ ખરૂં જુએ છે.

કોઈ પણ જાતની લાગણીમાં તણાઈ જઈને તમને કંઈ કરવાનું મન થાય તો તમે એટલો વિચાર કરજો કે તેથી બીજાના મન પર શી અસર થશે. તેને સ્થળે તમે હો તો તમને તે વાત યોગ્ય લાગશે કે કેમ? જો યોગ્ય ન લાગે એવી ભાસે તો ધારેલું કામ પડતું મૂકો. દુનિયાનું શ્રેય તેમાંજ છે ને તે સાથે તમારી ફરજ પણ તેમાંજ છે. ફરજ જાણવાનો સહેલામાં સહેલો રસ્તો આજ છે.

ફરજ જાણવા માટે ધર્મજ્ઞાનીઓ પાસે જવાની જરૂર નથી. ફરજ જાણવા માટે નીતિનાં કે ધર્મનાં પુસ્તકો વાંચવાની જરૂર નથી. ફરજ જાણવા માટે બહુ મનન કરવાની જરૂર નથી. કોઈ પણ કામ કરતી વખત તમારા અન્તઃકરણને પૂછો કે આ કામથી બીજાઓના સંબંધમાં હું જે કંઈ કરવા ઇચ્છું છું તેજ જો તેઓ મારા સંબંધમાં કરે તો તે મને યોગ્ય લાગશે કે નહિ. જવાબ નકારમાં આવે તો અટકો; કારણ કે તે કામ તમારી ફરજની વિરુદ્ધ હોવું જોઈએ.

# પાઠ ૮૧મો

## અર્થનો અનર્થ ન કરશો.

એક દિવસે ઈસપને તેના શેઠે ફરમાવ્યું હતું કે આજ આપણે ઘેર મેં ફિલસુફોને આમંત્રણ કર્યું છે. તું બારણે બેસજે ને જે ફિલસુફો આવે તેમને ઘરમાં દાખલ કરજે. ધ્યાન રાખજે. કે ફિલસુફો સિવાય બીજા કોઈ ઘરમાં પ્રવેશ કરવા પામે નહિ; કેમકે મારે ફિલસુફોનું મંડળ ભેગું કરવું છે, તેમાં બિનફિલસુફો શોભશે નહિ.

ઈસપ ફરમાવ્યા પ્રમાણે બારણે બેઠો અને જેઓ આવે તે ફિલસુફો છે કે નહિ તેની ખાતરી કરવા તેમને તેણે એવો પ્રશ્ન પૂછ્યો કે 'કુતરાને શું પ્રવૃત્તિમાન્ કરે છે ?'

આ પ્રશ્ન સાંભળી બધા આવનારાઓને બહુ ખોટું લાગ્યું. તેમણે ધાર્યું કે આપણે અહિં પ્રવૃત્ત થયા છીએ માટે આપણને બધાને કુતરા કહ્યા. ઘેર બોલાવી આવું અપમાન કરવું ? કાલે ઈસપની વાત. એના શેઠ ઝૅન્થસને કહી દઈ એને ઠપકો દેવડાવ્યા વિના આપણે રહેવું નહિ.

આખરે, આવનારાઓમાંથી એક જણે એ પ્રશ્નનો ઉત્તર દીધો કે 'તેના કાન ને પૂંછડી.' ઈસપે આ ઉત્તરથી સંતુષ્ટ થઈ તેને ઘરમાં દાખલ કીધો. શેઠની પાસે તેડી જઈ ઈસપે કહ્યું, એકજ ફિલસુફ આવ્યો છે ને તે આ ગૃહસ્થ.

બીજે દિવસે બધા ફિલસુફો ઝૅન્થસને મળ્યા. તેમણે કહ્યું, ભાઈ, આ શું ? અમારૂં આવું અપમાન શા માટે કરાવ્યું ? અમે તમારે ત્યાં આવ્યા તે બધાને તમારા

નોકર પાસે તમે કુતરાના નામથી બોલાવ્યા, એ ઠીક કર્યું ? આવું અપમાનજ કરવા અમને બોલાવ્યા ?

ઝૅન્થસે ઈસપને બોલાવ્યો અને ધમધમાવીને કહ્યું, આ તે તારી કેવી ધૃષ્ટતા ! તેં બધા ફિલ્સુફોને કુતરા કહી બોલાવ્યા ! સારા માણસોનું અપમાન કરતાં તને શરમ ન આવી ? તેં તો મારી આબરૂ લીધી. તે બધાને તો એમજ લાગે કે મેંજ આ કારસ્તાન રચી તેમનું અપમાન કરાવ્યું. આ શું ? આનું કંઈ કારણ ? આ તારી રીતભાત કેવી ! તારા વર્તનનો ખુલાસો કર.

ઈસપે પોતાના શેઠને ઠંડે પેટે જવાબ દીધો. શેઠજી, આપે નહોતું કહ્યું કે મારે ફિલ્સુફોનેજ દાખલ કરવા ?

ઝૅન્થસે કહ્યું, ત્યારે આ બધા કોણ છે ? શું એ ફિલ્સુફો નથી ?

ઈસપે કહ્યું, બેશક, એ ફિલ્સુફો નથીજ; કેમકે જ્યારે એ બારણે આવ્યા ત્યારે મેં એમને પૂછ્યું કે 'કુતરાને શું પ્રવૃત્તિમાન્ કરે છે', અને એ પ્રશ્નનો ઉત્તર એમાંના કોઈ એ દીધો નહિ. માત્ર એકેજ યોગ્ય ઉત્તર આપ્યો. કુતરાની પ્રવૃત્તિ તેના કાન ને તેની પૂંછડીના હાલનચાલનથી સુચવાય છે, એ મારા સરળ પ્રશ્નનો મર્મ હતો.

આ ઉપરથી બધા શાંત થયા. તેમને માલમ પડ્યું કે ઈસપ પોતાના શેઠની આજ્ઞા પ્રમાણેજ વર્ત્યો હતો.

ગેરસમજથી દુનિયામાં કેવાં માઠાં પરિણામ થાય છે ! શબ્દોના ઘણી વાર ખોટા અર્થ કરવામાં આવે છે અને જ્યાંસુધી માણસો મળી ખુલાસો કરતા નથી ત્યાંસુધી એ ગેર-

સમજ ઊભી રહે છે. ધીમે ધીમે તે વધતી જાય છે ને ન શત્રુવટની શત્રુવટ થાય છે. સરળ પ્રશ્નનો ઉત્તર દેવાને બદલે ફિલસુફોને તે અપમાનસૂચકજ લાગ્યો. તેમને એમ લાગ્યું કે આપણને તે આવો સાદો ને સરળ પ્રશ્ન હોય ?

---

## પાઠ ૮૨મો

### અભિમાની પોતાનો નાશ પોતે કરે છે.

એક વખતે ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને નીચેની આખ્યાયિકા કહી હતીઃ—

હિમાલય પર્વત ઉપર એક મોટું શાલ્મલિનું વૃક્ષ હતું. તેની છાયા ઘણી વિશાળ હતી. તેમાં મોટા મોટા હાથીઓ અને અન્ય પશુઓ વિશ્રામ લેતાં હતાં. તેને પુષ્કળ ફૂલ ને ફળ હતાં. રસ્તે જતા મુસાફરો અને તપસ્વીઓ તેની રમ્ય છાયામાં આરામ લઈ શાંતિ ભોગવતા હતા.

એક દિવસ નારદ મુનિ ત્યાં આવી ચઢ્યા. તેમણે એ વૃક્ષને કહ્યું, અહો ! તું કેવું મનોહર વૃક્ષ છે ! તારી છાયામાં અનેક પ્રાણી આરામ લઈ સંતોષ પામે છે. તારી શાખા કે પ્રશાખાને પવને કદી પણ ભાંગી હોય એવું મને લાગતું નથી. શું પવનની તારા પર મહેરબાની છે કે તે તારો મિત્ર છે ? મોટાં મોટાં ઝાડો ને પર્વતોનાં શિખરોને પણ તોફાની પવન ડોલાવી નાશ કરે છે. પણ પવન તારું તો મિત્ર તરીકે રક્ષણ કરે છે, એમાં સંશય નથી.

શાલ્મલિએ કહ્યું, ભગવન્ ! પવન મારો મિત્ર નથી કે બંધુ નથી. પણ મારું બળ વાયુથી ઘણુંજ વધારે છે. મારા

બળનો સોળમો હિસ્સો પણ પવનમાં નથી. ગમે તેવો પવન આવે છે, પણ તેને હું અટકાવું છું.

ઋષિએ કહ્યું, હે શાલ્મલિ વૃક્ષ, આ તારૂં બોલવું વિપરીત છે. ઇંદ્રાદિ દેવતા પણ બળમાં વાયુની તુલ્ય નથી, તો તું ઝાડ કોણ? એના મોં આગળ તારા શા હિસાબ! પ્રાણિમાત્રનું એ જીવન છે અને એ વીફરે છે ત્યારે પ્રાણિમાત્રમાં અનેક પ્રકારના વિકાર ઉત્પન્ન થાય છે. તું એવા પૂજ્યને પૂજતો નથી, એથી વિશેષ તારી મૂર્ખાઈ કઈ! તને આમ બોલતો સાંભળી મને ક્રોધ ઉત્પન્ન થયો છે અને આ તારી બડાઈ હું વાયુને કહીશ. ચંદન, શાલ, અનેદેવદારુ જેવાં વૃક્ષો પણ પવનની શકિત કબૂલ કરે છે; પણ તું તો મૂર્ખાઈથી તારા બળનું અભિમાન કરે છે. માટે હું વાયુ પાસે જઈ તારી વાત કહું છું.

આ પ્રમાણે નારદ ઋષિ પવન પાસે ગયા અને તેને શાલ્મલિ વૃક્ષનો ગર્વિષ્ઠ પ્રલાપ કહી સંભળાવ્યો.

હે પવન! હિમાલય પર્વત પર એક શાલ્મલિ નામનું વૃક્ષ છે. તે તારા બળની અવગણના કરે છે અને તને ન કહેવા જેવું કહે છે.

એ ઉપરથી પવન શાલ્મલિ વૃક્ષ પાસે ગયો અને તેને કહ્યું, તેં નારદને મોંએ મારૂં અપમાન કર્યું છે. આવતી કાલ હું તને મારો પ્રભાવ દર્શાવીશ.

શાલ્મલિએ હસીને કહ્યું, પવન તું ક્રોધે ભરાઈ મને શું કરવાનો છે? જેમનામાં બુદ્ધિબળ છે, તેઓ જેમનામાં શારીરિક બળ છે તેમના કરતાં વધારે બળવાન્ છે.

પવને કહ્યું, ઠીક છે. કાલ તને હું મારૂં બળ બતાવીશ.

રાત્રે શાલ્મલિ વૃક્ષે વિચાર કર્યો કે વાયુના બળ આગળ મારૂં બળ કંઈ નથી. મેં નારદ મુનિ આગળ બડાશ મારી છે તે મિથ્યા છે. બીજાં વૃક્ષો જેટલું મારામાં બળ નથી; પરંતુ હું પવનને પૂરો પડીશ.

એમ વિચારી તે વૃક્ષે પોતાની શાખા ને પ્રશાખાઓને પોતેજ કાપી નાખી અને પત્રો ને ફળો તજી દીધાં. આમ કરી તે પવનની રાહ જોતું રહ્યું.

સવારે વૃક્ષોનો નાશ કરતો કરતો જે પ્રદેશમાં શાલ્મલિ વૃક્ષ હતું તે પ્રદેશમાં વાયુ આવ્યો. તેને શાખા, પ્રશાખા, પુષ્પ, ને પત્ર વિનાનું જોઈ પવન હસીને બોલ્યો;

હે મૂર્ખ ! ક્રોધથી હું જેવી તારી દશા કરત તેવી દશા તેં તારી મેળે કરી છે. એ મારોજ પ્રતાપ છે.

એ સાંભળી વૃક્ષને શરમ આવી અને નારદ મુનિનું કહ્યું યાદ આવ્યું.

માટે, હે રાજન્ ! બળવાન્ શત્રુ સાથે શક્તિ વિના વૈર બાંધવું ને મિથ્યા બડાઈ કરવી એ બહુ હાનિકારક છે.



# સમજુતી

પાઠ ૧લો—લલકારે છે=ઠપકાવીને, કાનને મધુર લાગે એમ ગાય છે. સંસ્કાર=કંઈ પણ જોવાથી, સાંભળવાથી, કે બીજી રીતે અનુભવવાથી મન પર પડેલી છાપ. જાગ્રત્=જાગતું. ગુલાબ (ફા.) ગુલ=ફૂલ; આબ=પાણી ('પંજાબ'માં 'આબ' છે). ખુશબો (ફા.)–ખૂ–બો=વાસ; ઉલટો શબ્દ–બદબો. વખાણ=એ શબ્દ સાધારણ રીતે બ. વ.માં વપરાય છે. કર્ણપ્રિય=કાનને વહાલું લાગે એવું. શાંતિદેવી=સર્વત્ર શાંતિ ફેલાવનારી દેવી, વનદેવી. શાંતિ°=શાંતિદેવી એટલી બધી રાજી રાજી થઈ ગઈ કે તેણે શાંતિમાં લગાર પણ ખલેલ પડવા દીધી નહિ. પ્રશંસા=સ્તુતિ; વખાણ. નિમગ્ન=ડૂબેલું. શોકગ્રસ્ત=શોકથી ખવાઈ ગએલું.

પાઠ ૨જો—ગ્રામ્ય=ગામડાનું. મા પર°=સ્વભાવે માના જેવી હતી. ક્રોધાયમાન=ગુસ્સે થએલું. દૈનિક ક્રમ=દિવસે જે જે કામો એક પછી એક કરવાનાં તે બધાં ક્રમવાર કામો. 'દૈનિક' શબ્દ 'દિન'=દિવસ, એ શબ્દ પરથી થયો છે.

પાઠ ૩જો—જર્જરિત=ઘસાઈ ગએલું. અનર્થ–વિટંબણા; દુઃખ. સેવાવૃત્તિ–બીજા પર ઉપકાર કરવાનો સ્વભાવ. ભૂષણ=શણગાર; ઘરેણું. અવશ્ય=જરૂર. સંમતિ=કબુલાત; પસંદગી.

પાઠ ૪થો—અશ્વમેધ=ઘોડાનો યજ્ઞ; એમાં ઘોડો છૂટો મૂકવામાં આવે છે. જે તેને બાંધે છે તેની પાસેથી લડીને છોડવવો પડે છે. એ યજ્ઞ ચક્રવર્તી રાજા કરે છે. યજ્ઞિય=યજ્ઞનું. વિનયપુરઃસર=નમ્રતા સાથે; નમીને. યુક્ત=યોગ્ય; ઠીક. સામર્થ્ય=બળ; શક્તિ. ઉત્તેજિત કરેલો=ઉશ્કેરેલો. તુમુલ=ઘણું ઘોર. બાણવૃષ્ટિ=બાણનો વરસાદ. મોહ પમાડયો=બેભાન કર્યો. સંજીવન=જીવતો કરે એવું. પિતામહ=બાપનો બાપ. આરાધન=પૂજન. શાપ=કોઈનું ખોટું થાય એમ કહેવું તે.

પાઠ ૫મો—ધર્મનિષ્ઠ=ધર્મમાં જેને નિષ્ઠા–આકીન છે એવું; ઈશ્વર પ્રતિ તેમજ અન્ય પ્રતિ પોતાની ફરજ અદા કરવામાં હમેશ મગ્ન રહેલું. સમદૃષ્ટિ=સરખી નજર. હજ્જ=જાત્રા. સંધિ=સલાહ.

પાઠ ૬ઠ્ઠો—ભાસ્યું=લાગ્યું. અનુમોદન=પસંદગી; પુષ્ટિ. જૈન=જેણે ઇંદ્રિયો જીતી છે તે જિન–મહાવીર સ્વામી; તેના અનુયાયીઓ તે જૈન. તીર્થંકર=જૈન ધર્મના સ્થાપક. જૈનો ૨૪ તીર્થંકરને માને છે; તેમાં શ્રી-પાર્શ્વનાથ અને શ્રીમહાવીર સ્વામી એ મુખ્ય છે. તીર્થ=પવિત્ર; પવિત્ર માર્ગ. સુપ્રસિદ્ધ=ઘણું પ્રસિદ્ધ; સુ=ઘણું. સદુપયોગ=સારો ઉપયોગ. ઉન્મત્ત=મદાંધ; ગાંડું. ગુલતાન થઈ=મચ્યા રહી.

પાઠ ૭મો—भवन=ઘર. घोष=અવાજ. भागे છે=નાસી જાય છે. भूतावल=ભૂતનાં ઝુંડ, आवलि=સમૂહ. अवधूत=જેણે વર્ણ ને આશ્રમનો ત્યાગ કર્યો છે એવો મોટો યોગી अवधूत કહેવાય છે. व ને ब પરસ્પર બદલાય છે (વંગ–બંગ). तूते तूत=જૂઠું. ते पण=આગગાડી ને તારનો ખેલ પણ. जंत्र=જુક્તિ. तंत्र=રચના अवश्यमेव=જરૂર. मारणमंत्र=અથર્વ વેદમાં કેટલાક મંત્ર છે તેના બળથી જેનું અનિષ્ટ કરવા ધાર્યું હોય તેનું અનિષ્ટ થઈ શકે છે ને કલ્યાણ કરવા ધાર્યું હોય તેનું કલ્યાણ થઈ શકે છે, એમ મનાય છે. કોઈને મારવાનો મંત્ર તે मारणमंत्र. मनमोहन°=મનને મોહ પમાડી વશ કરવાનો મંત્ર. क्षमा એજ મારણમંત્ર છે, રૂડી ચતુરાઈ એજ મનને મોહ પમાડવાનો મંત્ર છે. स्तंभन°=સ્તબ્ધ, અચળ કરી વશ કરવાનો મંત્ર. प्रकर्षण°=તેનું મન ખેંચવાનો, આકર્ષણ કરવાનો મંત્ર. उच्चाटन=શુદ્ધ શબ્દ उच्चाटन છે; અનિષ્ટ, આપત્તિ દૂર કરવાનો મંત્ર.

પાઠ ૮મો—तने बंधे°=કવિ કબૂતરને કહે છે કે મેં તને પાંજરામાં પૂરી બંધનમાં નાખ્યું. कां=શા માટે ? प्रणयरसभीनुं=પ્રેમની લાગણીથી ભરેલું. नृत्य=નાચ. स्वच्छंदी=મનમાં આવે ત્યાં ફરનારૂં. छंद=મરજી. परवश=પારકાને તાબે. अह=અરેરે ! ખેદ સૂચવે છે. मनुष्यो°=માણસો સુખ આપનારાં પ્રેમનાં કુદરતી બંધોનો નાશ કરી ભોળાં નિર્દોષ પ્રાણી પર જુલમ કરે છે એ કેવું ઘાતકી છે !

પાઠ ૯મો—वादन=વગાડવું તે; બજાવવું. દૂર કરવાનો મંત્ર. मश्गूल=કામમાં લાગેલું; રોકાએલું; લીન. मृत्युवश=મરણને આધીન.

સુંસરા=સીધા. આવેશ=લાગણી, જુસ્સો. મિજલસ=મંડળી; ખુશીની મંડળી. પલાયમાન°=ત્યાંથી નાસી ગયાં.

**પાઠ ૧૦મો**—કડિયાળી ડાંગ=છેડે લોઢું જડેલું એવી ડાંગ. બાકી ખરી હકીકત°=બાકી=ખરૂં પૂછો તો; નહિ તો. અનર્થપરંપરા=એક પછી એક થએલાં માઠાં કામો. ઉદ્ભવે છે=ઉત્પન્ન થાય છે. સાદી કેદ=મજુરી ન કરવી પડે એવી કેદ.

**પાઠ ૧૧મો**—ઉષ્ણુતા=ગરમી. ઉષ્ણુતાને અમુક અંશે=ઉષ્ણુતા માપવાનું યંત્ર હોય છે તેમાં કેટલી ગરમી છે તે બતાવવા અંશ નોંધેલા હોય છે. અમુક અંશની–દરજ્જાની ગરમી હોય ત્યારે. શાસ્ત્રીય=શાસ્ત્રને અનુસરતું. મિશ્રિત=મળેલું.

**પાઠ ૧૨મો**—तेह=તે. निज=પોતાનું. छिद्र=દોષ. स्वजन=સગાં-વહાલાં. परवश=પારકાને તાબે. दुखडां=દુઃખો. તિરસ્કાર દર્શાવવા 'ડું' પ્રત્યય લાગ્યો છે. दाम=પૈસો. परमारथ°=પારકાનું ભલું કરવામાં જેણે પોતાના પૈસા ખર્ચ્યા છે. गर्थ=પૈસા. हरि अर्थ=પ્રભુને અર્પણ કરવા. अपयश=બદનામી; અપકીર્તિ. अवनि=પૃથ્વી. धन्य=સ્તુતિને પાત્ર.

**પાઠ ૧૩મો**—ઉપયોગિતા=ઉપયોગી હોવાપણું. શ્વેત=ધોળું.

**પાઠ ૧૪મો**—પ્રચલિત=ચાલતું; ફેલાએલું. પ્રકૃતિ=સ્વભાવ. વિહાર કરવો=રમવું; ક્રીડા કરવી.

**પાઠ ૧૫મો**—સતત=હમેશ. ૧૦૦ ઇંચ વરસાદ=ખુલ્લી જગામાં વરસાદ પડવાથી એક ઇંચ ઊંડું પાણી જમીન પર થાય ત્યારે એક ઇંચ વરસાદ પડ્યો કહેવાય છે. એ માપવાનું યંત્ર હોય છે. નીંદવું=નકામું ઘાસ કાઢી નાખવું.

**પાઠ ૧૬મો**—ઉત્તમ દેખાવ=સારામાં સારો દેખાવ. લોહચુંબક=લોઢાને ખેંચનાર પદાર્થ. અભ્યાગત=પરોણો. પાન=પીવાની વસ્તુ. જઠરાગ્નિ=પેટનો અગ્નિ; પાચનશક્તિ. મંદ=ધીમું.

**પાઠ ૧૭મો**—નિયમિત=સરખું. મિત=માપેલું; થોડું; મધ્યે એટલું. [illegible] જેવું; યોગ્ય; હિતકારક. વિક્ષેપ=હરકત. હાનિ=નુકસાન.

વ્યક્તિ=દરેક છૂટો પદાર્થ; છૂટું માણસ. એનાથી ઉલટો શબ્દ "જાતિ"=આખો વર્ગ. પ્રવૃત્તિ=કામકાજ; કંઈ ને કંઈ કરવું તે; એથી ઉલટો શબ્દ 'નિવૃત્તિ'–ઉદ્યોગમાંથી દૂર રહેવું તે. અર્ધચર્વિત=અર્ધું ચાવેલું. ચર્વિતચર્વણ=ચાવેલું ફરી ચાવવું; કહેલું ફરી કહેવું. રાસાયણિક= રસાયણશાસ્ત્ર પ્રમાણે; પદાર્થો અમુક પ્રમાણમાં મેળવાય તો તે મેળવણી-માંથી અમુક પદાર્થ થાય છે એવું ને એવું બીજું રસાયણશાસ્ત્ર શિખવે છે. વિચારમગ્ન=વિચારમાં ડૂબેલું.

**પાઠ ૧૮મો**—મહાપ્રતાપી=ઘણું તેજસ્વી; ઘણું શક્તિવાળું. વેદાંગ=વ્યાકરણ, છન્દઃશાસ્ત્ર, વેદના શબ્દોનું જેમાં જ્ઞાન આપ્યું હોય છે તે શાસ્ત્ર, વગેરે વેદના છ ભાગ ગણેલા છે તે. દેવરાજસમાન=ઇંદ્રના સરખું. અસ્ત્રશસ્ત્ર°=અસ્ત્ર એટલે બાણ જેવાં ફેંકવાનાં હથિયાર; શસ્ત્ર એટલે મારવાનાં હથિયાર, તલવાર, ભાલો, વગેરે. મૃગયા=શિકાર. અલૌકિક=લોક-માં–દુનિયામાં સાધારણ રીતે જોવામાં ન આવે એવું. દેવરૂપ=દેવના જેવું રૂપ. માધુર્યગંધ–શરીરમાંથી નીકળતો મીઠો વાસ. મોહિત થયા–તેના પર તેમનું ચિત્ત લાગ્યું. અત્યુત્સુક=પ્રબળ ઇચ્છાવાળું. આસક્ત=ચોંટેલું. સંશય=શક. નિરંતર=હંમેશ. ઉપનિષદ્=વેદના જે ભાગમાં ઈશ્વર કોણ છે, આપણો આત્મા શું છે, જગત્ શું છે, એ વિષે વિચાર આપ્યા છે તે ભાગ. પિતૃભક્તિ=પિતા તરફ ભક્તિ–આસક્તિ, પ્રેમ.

**પાઠ ૧૯મો**—મિથ્યા=ફોગટ. અદ્વિતીય=અતુલ; કોઈ બરાબરી કરી ન શકે એવું. સ્વીકાર કરવો=પોતાનું કરવું; કબૂલવું. અનાચાર= અનીતિનું કામ. બ્રહ્મવિદ્યા=પરમાત્માસંબંધી જ્ઞાન; આત્મજ્ઞાન.

**પાઠ ૨૦મો**—प्रतिष्ठीत (શુદ્ધ શબ્દ–प्रतिष्ठित)=આબરૂદાર. कस= મજબૂત. वेठ=શરીરનો નકામો બોજો. संपन्न=ભરેલું; પૈસાદાર. अमीमान (શુદ્ધ શબ્દ–અભિમાન)=ગર્વ; ગૌરવ, મોટાઈ. टेक=સ્વાભિમાન; પોતાને માટે અભિમાન. आप°=નિશ્ચય ઉપર ને ઉદ્યમ ઉપરજ બધું કલ્યાણ છે એમ જાણ; પોતે પોતાનું સુખ મેળવી શકે છે, ઉદ્યમથી સુખ મેળવવું, બીખથી નહિ.

પાઠ ૨૧મો—ભાસ થાય છે=દેખાય છે.આત્મરક્ષણ=પોતાનો બચાવ.

પાઠ ૨૨મો—હોડ=શરત.

પાઠ ૨૩મો—મુનિવર=મુનિઓમાં શ્રેષ્ઠ; ઉત્તમમાં ઉત્તમ. મુનિ=યોગી. શાખ=આંટ, બધા વિશ્વાસ કરે ને પૈસા ધીરે એવી આબરૂ. બાહોશી=ચપળતા ને હોશિયારી. નિષ્પક્ષપાત=બધાંને સરખાં ગણવાં; એક તરફ વધારે ને બીજા તરફ ઓછો ભાવ બતાવવો તે પક્ષપાત. મુખમુદ્રા=મોંનો આકાર. મર્મવેધી=મર્મસ્થાનને વીંધે એવું; હૃદયની પાસેનું સ્થાન જ્યાં મારવાથી તરત પ્રાણ જાય તે મર્મસ્થાન. સમૃદ્ધ=પૈસાદાર. નિઃશંક=શંકા–બીક વગર. આકસ્મિક=અકસ્માત્, એકાએક મળી આવતું.

પાઠ ૨૪મો—નીલ=કાળાશ પડતો આસમાની. વિકરાલ=ભયંકર ('વિકાલ' અશુદ્ધ છે).ભયભીત=ભયથી બીધેલું. નિવેદન કરી=કહી સંભળાવી.

પાઠ ૨૫મો—દુનિયાની ઘટમાળ=કોસકુવામાંથી પાણી કાઢવાની રેંટમાં જેમ ઘડા ઉપરનીચે જાય છે, તેમ દુનિયાનું ચક્ર ફરતું ફરે છે; સુખદુઃખ એક પછી બીજું એમ આવ્યાંજ કરે છે. સિદ્ધ=જેની પાસે સિદ્ધિ–દેવતાઈ શક્તિ છે એવું. અંબાર=ઢગલો.

પાઠ ૨૬મો—રજતકેશી=રૂપા જેવા વાળવાળી (રજત=રૂપું).

પાઠ ૨૭મો—संवाद=સંભાષણ; બેની વચ્ચે થએલી વાત. जथारथ=ખરેખરૂં; यथार्थ. पावन=પવિત્ર. त्रण ब्रह्मांड=સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળ. डग=ડગલું.

પાઠ ૨૮મો—ચંચુપ્રહાર=ચાંચ વડે મારવું. પ્રહાર=મારવું; સંહાર=નાશ કરવો; વિહાર=રમવું; આહાર=ખાવું તે.

પાઠ ૨૯મો—ખરાબો=પાણીથી ઢંકાએલો ખડક. ધીકવું=ધમધોકારે ચાલવું.

પાઠ ૩૦મો—ભૂશિર=દરિયામાં જતો પૃથ્વીનો સાંકડો ભાગ. બારૂં=વહાણોને રહેવાની જગા. નાવિક=વહાણવટી.

પાઠ ૩૧મો—દયાજનક=દયા ઉપજાવે એવી. કટોકટી°=અણીને વખતે. કટોકટી=ભારે દુશ્મનાઈ. સજ્જ=તૈયાર.

પાઠ ૩૨મો—હૃષ્ટપુષ્ટ=આનંદમાં માલતું, મજબૂત શરીરવાળું. કવચ=બકતર. છાયા=અંશ. પ્રોત્સાહિત=હિંમત ભરેલું, હિંમતથી ઉત્તેજાએલું.

**પાઠ ૩૩મો**—પરિસમાપ્ત=પૂરૂં. રાજદ્રોહ=રાજ્યની સામા ભારેમાં ભારે ગુનો–રાજ્ય ઉથલાવવા પ્રયત્ન કરવાનો–તેની સામા બંડ કરવાનો, રૈયતને ઉશ્કેરવાનો, કે એવો બીજો ભારે ગુનો. યુક્તિ°=જાત જાતની તદબીર. સ્મારક=યાદ કાયમ રાખવા બાંધેલું મકાન, કરાવેલી છબી, વગેરે.

**પાઠ ૩૪મો**—मामेरुं=મોસાળું. सीमन्त=અધરણી. तळावा-विंजणियो =એ ગાડાના ભાગ છે. सांगी=ગાડામાં બેસવાની જગો. नंदनंद=નંદના નંદન–પુત્ર, શ્રીકૃષ્ણ. भोगावशे=મોસાળાનો ભોગ પૂરો પાડશે. सोर=બૂમ. कौतुक=નવાઈ. હસવું આવે એવું નવતર. जूजवुं=જુદું પડી ગએલું; નીકળી ગએલું. वक्र=વાંકું. रोक=રોકડું. वसात=કિંમત. जुओ°=વિષ્ણુ-ભક્તો કેવા મોટા છે તે જુઓ.

**પાઠ ૩૫મો**—માંસલ=માંસનું બનેલું.

**પાઠ ૩૬મો**—ક્ષુધા=ભૂખ. તૃષા=તરસ.

**પાઠ ૩૭મો**—ખનિજ=(ખનિ–ની=ખાણ; જ=ઉત્પન્ન થએલું) ખાણમાંથી ઉત્પન્ન થએલું. અસ્તિત્વ=હયાતી. સાક્ષી પૂરે છે=ટેકો આપે છે; સાબીત કરે છે. સમૃદ્ધિ=સંપત્તિ; આબાદી. અંગે થએલું=લીધે થએલું, તેના કારણથી થએલું.

**પાઠ ૩૯મો**—પ્લાસ્ટર ઑવ્ પૅરિસ=ચૂનો, રેતી ને પાણી વગેરે મેળવી તૈયાર કરેલો વિલાયતી કોલ. એ સફેદ હોય છે ને એનાં રમકડાં બને છે. ધૃષ્ટ=નિર્લજ્જ.

**પાઠ ૪૦મો**—ઔદાર્ય=ઉદારતા. નિર્વાહ=સમાપ્તિ. સંભાવના=સત્કાર.

**પાઠ ૪૧મો**—मोड= માથે પહેરવાનું ભૂષણ. नाडाछडी=રંગેલા સૂતરનો દડો. घाट=ધાટડી. हेज=હેત. सुरभि=ગાય. वछ=વાછરડું. मछ=માછલું. वछोइ=છૂટું–વિખૂટું પડેલું. लवण=મીઠું. उपहास=મશ્કરી. चंग=પવિત્ર; શુદ્ધ (તુલસીની માલા). आसामी=માણસ; જેને પહેરામણી આપવી હોય તે માણસોનાં નામ. वस्त=વસ્તુ; ચીજ.

**પાઠ ૪૨મો**—જિજ્ઞાસા=જાણવાની ઇચ્છા.

**પાઠ ૪૩મો**—રાજસૂય યજ્ઞ=ચક્રવર્તી રાજા થવા મોટો યજ્ઞ કરવામાં આવતો તે. ચઢી ગયું=મોટું થયું. વાગ્યુદ્ધ°=એને બોલાબોલી થઈ. અગ્રપૂજા=પહેલી પૂજા. ઉપાન=ઉપાનહ, જોડો, ખાસડું. કાણુ=કોણ? શ્વશુર=સસરો; ઋત્વિજ=યજ્ઞ કરાવનાર. બ્રહ્મનિષ્ઠ=ઈશ્વરના ચિંતનમાં નિમગ્ન રહેતું. સૂત્ર=યજ્ઞસૂત્ર–યજ્ઞોપવીત જેવું પવિત્ર. સાધન=સાધના; અમુક દેવની ભક્તિ.

**પાઠ ૪૪મો**—બગ=બકાસુર. કેશી અશ્વ=કેશી નામના ઘોડારૂપ રાક્ષસને શ્રીકૃષ્ણે માર્યો. વત્સ=વત્સાસુર. રાફ=રાફડો. કુત્સિત=નિંદાભરેલું. શિવા=શિયાળ આહ્વાન કર્યું=જોર હોય તો લડવાને આવી જા એમ લડવા બોલાવ્યા. અક્ષંતવ્ય=માફ ન કરી શકાય એવું.

**પાઠ ૪૫મો**—વાનરયૂથ=વાંદરાનું ટોળું. સરદાર વાનર=વાનરાનો રાજા. પ્રતિબિંબ=પડછાયો. બુદ્ધિપ્રભાવ=બુદ્ધિબળ. આગીઓ=સરદાર, આગેવાન. વાનરરજ્જુ=વાંદરાનું બનાવેલું દોરડું. કટક=લશ્કર.

**પાઠ ૪૬મો**—સુખકર=સુખ કરનાર–આપનાર. યથાર્થ=ખરૂં. પાવિ=નામર્દ. ઊર્મિ=૧. મોજું, ૨.મોજાંની પેઠે હૃદયમાં ઊછળતા વિચાર. ઉન્નતિ=ચઢતી. મોહક=મોહ પમાડે એવું. કેલિ=રમત. પાશ્ચાત્ય=પશ્ચિમનું. વર્ણ=બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ. આશ્રમ=બ્રહ્મચર્ય-વિદ્યાભ્યાસ કરવાનો સમય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, ને સંન્યાસ. મુક્ત કંઠે=મોટે અવાજે, પોકારીને. શોચનીય=દિલગીર થવા જેવું. યત્-કિંચિત્=થોડુંક.

**પાઠ ૪૭મો**—આર્થિક=પૈસાસંબંધી. વ્યય=ખરચ. શ્રેષ્ઠી=શેઠીઓ. નીરક્ષીરન્યાયે=હંસ જેમ દૂધ ને પાણી જુદાં પાડે છે તેવી રીતે (ન્યાય=રીત). તવે=બળે. હિતુ=હિતેચ્છુ. સમૃદ્ધ=માતબર

**પાઠ ૪૮મો**—વીરાંગના=બહાદુર સ્ત્રી (અંગના=સ્ત્રી). અપ્રતિમ= જેની બરાબરી કોઈ કરી ન શકે એવું. વૈધવ્ય=વિધવાપણું. (વિ=વગર જતો રહેલો; ધવ=સ્વામી). ઘોર=ભયાનક. બલવત્તર=વધારે બળવાન્. મૂર્તિમંત=શરીર ધારણ કીધું હોય એવું. ક્ષાત્ર તેજ=ક્ષત્રિયનું શૌર્ય. સમરાંગણ=રણક્ષેત્ર (સમર=લડાઈ, અંગણ=આંગણું).

**પાઠ ૪૯મો**—**બ્રહ્મગિરિ**=ત્ર્યંબક આગળ આવેલો પર્વત, જેમાંથી ગોદાવરી નદી નીકળે છે તે. **નેટે**=નક્કી. **રંગી**=આનંદી. **મૃદુ**=કુમળું. **સંધૂ**=બધું. **મંદ**=ધીમું. **પાપી પ્રપંચો**=સંસારના પાપી, તરકટી વિચારો. **લીલા**=કુદરતની ખુબી; ભગવાનની લીલા–રમત. **તપસ્વી**=તપ કરનાર મુનિ જેવો પવિત્ર પુરુષ. **વિશ્વેશ**=દુનિયાનો ધણી, પરમેશ્વર (विश्व+ઈશ).

**પાઠ ૫૦મો**—વેતન=ભાડું.

**પાઠ ૫૧મો**—પ્રચલિત=લોકોમાં ખૂબ ફેલાએલું (પ્ર=ખૂબ). સાહિત્ય=કોઈ પણ ભાષામાં લખેલાં પુસ્તકો તે તે ભાષાનું સાહિત્ય કહેવાય છે. આદર્શ=ઉત્તમમાં ઉત્તમ, નમુનાદાર વિચાર કે વસ્તુ. કર્તવ્ય-પરાયણ=ફરજ બજાવવામાં મંડયું રહેલું. લૅટન=પ્રાચીન રોમન લોકોની ભાષા. ફરમાન કાઢયું=હુકમ કાઢયો.

**પાઠ ૫૨મો**—સંમતિ=કબુલાત. પ્રજાવત્સલ=પ્રજાનો વહાલો.

**પાઠ ૫૩મો**—દેદીપ્યમાન=ખૂબ પ્રકાશતું.

**પાઠ ૫૪મો**—શૃગાલ=શિયાળ. પરિચારક=સેવક. પરિચય=ઓળખાણ.

**પાઠ ૫૫મો**—તે તો પર્વત°=નાનું સરખું વજ્ર પર્વતના સેંકડો કકડા કરી નાખે છે. **વશિયર** (વિષધર)=સાપ. **बहुरणी** (ઋણ=કરજ)=બહુ કરજવાળો. **ग्रास**=ગરાસ, ગુજરાન માટે ઇનામમાં મળેલો જમીનનો કકડો.

**પાઠ ૫૬મો**—અનર્થકારક=નુકસાનકારક. નિવાસસ્થાન=રહેવાનું ઠેકાણું. વિક્ષેપ=અડચણ. લહેજત=આનંદ.

**પાઠ ૫૭મો**—સુશોભિત=ઘણું શોભિતું. સર્વોપરિ=સહુથી ઉપર; સહુથી વધારે. પદભ્રષ્ટ=ગાદી પરથી ઉઠાડી મૂકેલું. મુંડિત=મુંડાવેલું. નિર્વાહ=નિભાવ; પોષણ.

**પાઠ ૫૮મો**—વૃત્તાંત=હકીકત.

**પાઠ ૫૯મો**—દૈવી=દેવતાઈ. સત્ત્વ=પ્રાણી. શ્રદ્ધા=ભરોસો.

**પાઠ ૬૦મો**—°बांध्यो प्राण=સુખ ને દુઃખ પ્રાણની સાથે જોડાએલાં છે; જન્મથીજ જોડાએલાં છે; માટે દુઃખ પડશેજ, એ પ્રમાણ છે—સત્ય વાત છે. **अहमेव**=અહંકાર. **मड**=મોડું.

**પાઠ ૬૨મો**—સંસ્કારી=સારી રીતે કેળવાએલું. પરિસ્થિતિ=આસ-પાસની સ્થિતિ, ભાઇભાંડું, સગાંવહાલાં, ભાઈબંધો, નિશાળ, ગુરુ, જેમના સંબંધમાં મનુષ્ય આવતો હોય તે તેની પરિસ્થિતિ કહેવાય છે. 'વાતાવરણ' શબ્દ પણ એવાજ અર્થમાં વપરાય છે. શિષ્ટતા=સુધારો; કેળવણી. શિષ્ટ=માત્ર પુસ્તકપાઠી નહિ, પણ બધી રીતે કેળવાએલું. ચારુ=મધુર, મીઠું ને વહાલું લાગે એવું. નિર્મિત=નીમેલું.

**પાઠ ૬૪મો**—प्रौढ=મોટું. अणु=નાનામાં નાની રજ. इंदु=ચંદ્ર. तातो=ક્રોધી. तरणी (तरणि)=સૂર્ય. शर्करा=ખાંડ. रळी=ખુશી. स्वर्ण=સોનું. लोह=લોઢું. महि (मही)=પૃથ્વી). अमल=અધિકાર. सूम=કંજુસ. मिष्ट=મીઠું.

**પાઠ ૬૫મો**—વેતન=પગાર. બીડું ઝડપવું=કોઈ મોટું કામ કરવા તૈયાર થવું. હેરત પમાડયા= આશ્ચર્ય પમડાયા. રાજમાર્ગ=ધોરી રસ્તો.

**પાઠ ૬૮મો**—મનન કરવું=ઊંડો ને સતત વિચાર કરવો. ઐશ્વરી =દેવતાઈ. અવિચ્છિન્ન=હમેશ ચાલુ; બંધ પડયા વગરનું. છેલબટાઉ= ટાપટીપ કરી ફરનાર; ફાંકડો થઈ ફરનાર. સ્પષ્ટ વક્તા=ચોકખે ચોકખું કહેનાર.

**પાઠ ૬૭મો**—આત્મસંયમ= ઇન્દ્રિયોને વશ રાખવી તે: મન મારવું તે. લલુતા=લોભ. સર્વથા=બધી રીતે. સર્વદા=હમેશ. ઇષ્ટ=ઇચ્છવા લાયક. વર્જ્ય=તજવા યોગ્ય. પાશવ=પશુના જેવું.

**પાઠ ૬૮મો**—बरकत=લાભ. मनवा=હે મનુષ્ય. नरतनु=મનુષ્યદેહ. बाह्य°=બહારનું રૂપ જોઈ ગભરાતો મા. भितर°=અંદરનું રૂપ જોઈશ, અંદર કેવો લાભ રહ્યો છે તે તપાસીશ તો તને નસિહત (બોધ) મળશે. તે गुरु°=તેમને ગુરુ સમજી આપણે તેમના ચેલા થવું-તેમનાં આચરણ પરથી બોધ લેવો. घणेरी=ઘણી ઘણી. 'ઘણું' ઉપરથી 'રો-રી રૂં' પ્રત્યય લાગી કવિતામાં વાપરવા લાયક શબ્દ. मस्त=જોરાવર. तखतामां —હરકતમાં બરકત એના ચિત્રરૂપી જે તખતો મૂકયો છે તેમાં.

**પાઠ ૬૯મો**—અનિષ્ટસૂચક=પૃથ્વી પર નઠારા બનાવો બનશે એવું સૂચવનાર. ઉત્પાત=અનિષ્ટસૂચક દેખાવ; ઓચીંતી મોટી વિપત્તિ આવી પડશે, એવું સૂચવનાર દેખાવ. સંહારકારક=નાશકારક. મધ્ય યુગ= ઇ. સ.ના ૫મા સૈકાથી તે ૧૫મા સૈકા સુધીનો વખત. સંક્રુદ્ધ= ખૂબ ગુસ્સે થએલું. પ્રચાર=ફેલાવો. ખગોળવેત્તા=આકાશમાં તારા, ગ્રહો દેખાય છે તેનું શાસ્ત્ર તે ખગોળ ( ખ=આકાશ ); તેનો જાણનાર. વૈજ્ઞાનિક=વિજ્ઞાન-શાસ્ત્રીય સંશોધન કરનાર.

**પાઠ ૭૦મો**—સમર્થન=ટેકો; પુષ્ટિ. ગુરુત્વાકર્ષક બળ=દરેક મોટો પદાર્થ નાના પદાર્થને પોતાની તરફ ખેંચવાની શક્તિ ધરાવે છે, એવું તેમાં રહેલું બળ. સૂર્યાસ્ત=સૂરજનું આથમવું.અદ્દ્ભુત=ઘણું નવાઈ જેવું.ચિરંજીવી= લાંબું જીવન જીવનાર. વાતાવરણ=પૃથ્વીની આસપાસ ફેલાએલી હવા.

**પાઠ ૭૧મો**—ભાવી ફકીર=થનારો ફકીર; જે ફકીર થવાનો હતો તે. કામના=ઇચ્છા.

**પાઠ ૭૨મો**—वा'ता=વાહતા; લઈજતા. दीनानाथ (શુદ્ધ-દીનનાથ). =ગરીબના બેલી. विह्वळ=ગાભરૂં. भुज भरी=ભુજ પહોળા કરી, ભેટી. मा'नुभाव=મહાનુભાવ; મોટા અનુભાવ-મહિમાવાળું. कमळाकेशव=લક્ષ્મીના પતિ, કેશવ. सप्तपुरीमां सार=અયોધ્યા, મથુરા, હરદ્વાર, કાશી, કાંચી, ઉજ્જયિની, દ્વારામતી ( દ્વારકા )=એ સાત પુરીમાં શ્રેષ્ઠ. तनया=પુત્રી. उदे थई=જન્મી. त्रिभुवन°=ત્રણ ભુવનને તારનાર. हावे=હવે. पेर=તૈયારી. पातळिया=સુકુમાર પ્રભુ; પ્રેમવાચક શબ્દ. प्रेमशुं=પ્રેમથી. दधितनया= સમુદ્રની પુત્રી, લક્ષ્મી (ઉદધિતનયા).

**પાઠ ૭૩મો**—સાધ્ય=મેળવી શકાય એવું. પાશ્ચાત્ય=પશ્ચિમ દેશોનું. એથી ઉલટો શબ્દ 'પ્રાચ્ય' કે 'પૌરસ્ત્ય'=પૂર્વ દેશનું. વિચારક=તત્ત્વ- જ્ઞાની; ઊંડો વિચાર કરનાર. તારીફ=વખાણ. વ્યક્તિ=દરેક છૂટું માણસ કે પદાર્થ. સતત=હમેશ.

**પાઠ ૭૫મો**—પેય=પીવાનો પદાર્થ. માદક=કેફી; કેફ કરનાર. નષ્ટ=નાશ પામેલું. તાત્કાલિક=તેજ વખતનું. મદિરા=દારૂ. તારુણ્ય=જુવાની.

**પાઠ ૭૭મો**—આરતિ=કપૂરના કે ઘીના દીવાઓ સળગાવી દેવના માથાથી પગ સુધી ઉતારી વંદન કરવામાં આવે છે તે. આ દીવા જે પાત્રમાં મૂક્યા હોય છે તે પણ આરતિ કહે છે. 'આરતિ' ને 'આરાત્રિક' પણ કહે છે. એ સાધારણ રીતે સાત વાર ઉતારવામાં આવે છે. અર્ક=અરક; કોઈ પણ પદાર્થમાંથી કાઢેલું પ્રવાહી તત્ત્વ.

**પાઠ ૭૮મો**—સ્વર્ગંગા=સ્વર્ (અવ્ય૦)=સ્વર્ગ; સ્વર્ગની ગંગા. જ્યોતિમાળા=મોટા મોટા તારા ને ગ્રહોની માળા. પરિમિત=માપી શકાય એટલું.

**પાઠ ૭૯મો**—चतुर्भुज=જેમને ચાર હાથ છે એવા શ્રીકૃષ્ણ. त्रिभोवन=ત્રિભુવન. मानुनी=માનિની; સ્ત્રીઓ. विधि=બ્રહ્મા. सप्तऋषि= મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ને વસિષ્ઠ. આકાશમાં સાત તારાનું ઝુમખું એ સાત ઋષિઓ છે એમ મનાય છે. कपिला= પિંગલવર્ણી ગાય; પીળચટી ગાય. बाडव=બ્રાહ્મણ. दर्पति (दंपती =વર-કન્યા; જાયાપતી). सोहे=શોભે. नरखी=નિરખી; જોઈ. शारदा=સરસ્વતી. वामे=જતું રહે.

**પાઠ ૮૦મો**—મનોદશા=મનની દશા-હાલત. શ્રેય=કલ્યાણ. ધર્મ-જ્ઞાની=ધર્મ જાણનાર.

**પાઠ ૮૧મો**—પ્રવૃત્તિમાન=પ્રવૃત્તિ-ચપળતાવાળું. ધૃષ્ટતા=નિર્લજ્જ-પણું. અપમાનસૂચક=જેથી અપમાન સમજાય એવું.

**પાઠ ૮૨મો**—આખ્યાયિકા=વાત. શાલ્મલિ=સમળાનું ઝાડ. પ્રશાખા= શાખાથી નાની તે પ્રશાખા; નાની ડાળી. વિપરીત=ઉલટું. ગર્વિષ્ઠ= અતિશય ગર્વથી-અભિમાનથી ભરેલું. પ્રલાપ=બડબડાટ. અવગણના= તિરસ્કાર. પ્રભાવ=બળ. હાનિકારક=નુકસાનકારક.

---